

# મનિષા—મુકતાફલ



સંયોજક.

પંડિત શ્રી. દયારામ રત્નસિંહ શર્મા,

કચ્છ, રોહા.



પ્રકાશક.

શ્રીયુતભાઇ હીરજી કલ્યાણજી વર્મા.



સંવત ૧૯૯૭      સન ૧૯૪૦

નોછાવર અમુલ્ય.

# જાહેર ખબર.



અમારા માનવંતા ગ્રાહકોને સુચના આપવામાં આવે છે કે અમારે ત્યાં ફેન્સી લગ્નના કાર્ડ કંકોત્રીઓ તથા હીંદી, ગુજરાતી, મરાઠી, સંસ્કૃત વગેરે પુસ્તકો છાપી આપવાનું કામ ઘણીજ સસ્તી કીંમતે કરી આપવામાં આવે છે માટે એક વખત પધારી ખાત્રી કરો એટલે તમારા છાપવાના કામમાં તમો હંમેશના અમારા કાયમી ગ્રાહક બનશો એવી આશા છે.

☞ ભગવતી પ્રીન્ટીગ પ્રેસ,

દાણાબંદર ભરૂચ સ્ટ્રીટ, મુંબઇ નં. ૯.

☎ ૩૧૮૨૨

આ પુસ્તક જોશી વેલજી મુલજીએ ભગવતી પ્રીન્ટીંગ પ્રેસ દાણા-બંદર ભરૂચ સ્ટ્રીટમાં છાપ્યું અને ડા. હીરજી કલ્યાણજી વર્માએ માંડવી દરીયાસ્થાન ગલી, જેઠા ધનજીના માળામાંથી પ્રગટ કર્યું.

ॐ

# અર્પણ પત્રિકા.

પરમ કૃપાળુ પરમાત્મા અંતરાત્મા જગત નિયંતા ઇષ્ટ દેવને નમ્ર પ્રાર્થના કે આપની કૃપાથી "મનિષા-મુકતાફલ" નું પુસ્તક મુમુક્ષો ભકતો વાંચવાનું લાભ લઇ શકે તે શુભ ઇચ્છાથી આપના ચરણોમાં સપ્રેમ પૂર્વક અર્પણ કરૂં છું.

લી૦

હરીગુરૂ સંતનો કિંકર,

ઠા. હીરજી કલ્યાણજીના

સપ્રેમ સાષ્ટાંગ દંડવત પ્રણામ.

# મનિષા–મુકતાફલના પુસ્તક મલવાનાં સ્થળો:—

૧ ડા. હીરજી કલ્યાણજી વડગાદી દરિયાસ્થાન ગલી ઠા. જેઠા ધનજીના માળામાં ચોથે મજલે મુંબઇ નં. ૩.

૨ કેશરજી માવજીની ધર્મશાળામાં પુજ્ય સદગુરૂ શ્રી વિમળાદેવીના આશ્રમમાં નાસીક–પંચવટી.

૩ શ્રીમતિ મનિષાદેવી ગંગા લક્ષ્મી ભુવન,
નાસીક–પંચવટી.



# મનિષા-મુકતાફલની અનુક્રમણિકા.





# મનિષા મુક્તાફલની અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.

ઇશ્વર ભકિત એ મનુષ્યના હ્રદયની સંજીવની શકિત છે. જેનું હ્રદય હંમેશા ભકિત રસમાં ડુબેલું રહે છે, તે મનુષ્ય હોવા છતાં પણ દેવલોકનું પવિત્ર સુખ ભોગવે છે.

ભકિત સદાય સ્વચ્છ જળની માફક નિર્મળ છે. તે સુખ આપી જીવને વધારનારી છે. ભકિતવાન મનુષ્યો ઉંચ ગતિને પામે છે, તેમનું હ્રદય સદા નિર્મળ રહે છે અને આ અનંત જડ જગતની અનંત શકિતનો વિકાસ જોઇને પણ તેઓ આનંદ પામી સુખી થાય છે. આ નાશવંત જગતમાં કોઈની સાથે તેની તુલના થઇ શકતી નથી. જે વિશુધ્ધ ભકિતના અનુભવિ હશે તેનું મહત્વ તે જાણી શકે છે, તેનું તાત્પર્ય શબ્દમાં વ્યકતરૂપ થઈ શકે તેમ નથી, અગમ્ય છે.

ગુણજ્ઞ અને સારગ્રાહી મહાત્મા પુરૂષો ચારે યુગના કરતા આ કલિનાં વધારે વખાણ કરે છે, કારણ કે સત્ય યુગમાં ધ્યાનથી જે ફળ થાય છે, ત્રેતાયુગમાં યજ્ઞ કરવાથી જે ફળ થાય છે, દ્વાપરમાં પૂજન કરવાથી જે ફળ થાય છે તે ફળ કલિયુગમાં માત્ર શ્રીહરિનું કીર્તન કરવાથીજ થાય છે. આ સંસારમાં ભટકતાં પ્રાણીઓને શ્રીહરિનું કીર્તન કરવાથીજ થાય છે. આ સંસારમાં ભટકતાં પ્રાણીઓને શ્રીહરિનાં કીર્તન વિના બીજો કોઇ પણ મોટો લાભ નથી, જે ભગવાનનાં કીર્તન કરવાથી પરમ શાન્તિ મળે છે તથા જન્મ મરણ ટળે છે. સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગના મનુષ્યો કળિમાં પોતાનો જન્મ થાય એવી ઇચ્છા કરે છે એમ મર્ષિશ્રી વેદવ્યાસજીના શ્રીમદ્ ભાગવતમાં વચનો છે. મનુષ્ય જન્મ દુર્લભ છે, ઇશ્વર કૃપાથી

તે પ્રાપ્ત થયો તે ઇશ્વરની અનહદ કૃપા જાણી પ્રભુ ભક્તિ પરાયણ થવું એજ મનુષ્યનો કર્તવ્ય છે. પરમાત્મા બહારના આડંબરને જોતા નથી પરંતુ હ્રદયનો ભાવ સ્વીકારે છે.

## પુસ્તક પ્રકાશક તરફનું નમ્ર નિવેદન.

સુજ્ઞ વાંચક વૃંદ,

જીજ્ઞાસુઓને વિનંતિ કરવાની કે પૂજ્ય મનિષાદેવીના જીવન ચરિત્રમાં જે લેખો શાસ્ત્ર પ્રમાણે દાખલ કરવામાં આવ્યા છે. તેનો શ્રમ પંડિત શ્રી દયારામ રત્નસિંહ શર્માએ લઇ અને શાસ્ત્ર દોહન કરી દાખલ કરેલ છે. તેનો હું ખરા અંતઃકરણથી નમ્રતા પુર્વક આભાર માનું છું, કારણ કે આટલા શાસ્ત્રોનો વાંચન કયારે થાય અને તેનું તાત્પર્ય કોણ સમજાવે? અને મુમુક્ષઓને તેનો લાભ એકજ લઘુ પુસ્તકમાં કયારે મળે! પુજ્ય મનિષાદેવીનું શુધ્ધ પવિત્ર વર્તણુંક રહેણી કરણી આદિ શુભ લક્ષણો સાત્વિક જીવન જોઇ મારો આત્મા પરમ પ્રસન્ન થાય છે અને સર્વે જીજ્ઞાસુઓ તેનો લાભ લે એમ મારી નમ્ર પ્રાર્થના છે.

પૂજ્ય મનિષાદેવીની પ્રભુમય હ્રદયની શુભ ભાવના વિશુદ્ધ પ્રેમ-વાળી ભકિત હોવાથી અમો સહુને શ્રેય માર્ગમાં સાહેભુત છે, તેના સંગના પ્રતાપથી અમોને પણ અવાર નવાર મહાન પુરૂષોના દર્શન તથા તેમના વચનામૃતોનું શ્રવણનો લાભ મળી શકે છે. કેમકે જેવો સંગ તેવું રંગ લાગે. અમારા જેવા વ્યવહારની ઉપાધી પરાયણ માયામાં રચ્યા પચ્યા રહેલા જીવો સંત સમાગમમાં શ્રધ્ધા કયાંથી હોય. પરંતુ પુજ્ય મનિષાદેવીનો પ્રભુમાં ભજનમય જીવન શુભ દેવી સંસ્કારો અમોને પણ શુભ સન્માર્ગમાં ઉ-તેજન રૂપ છે. પુર્વ જન્મનાં અથાગ પુણ્ય વળે શ્રી સદ્ગુરૂ સ્વરૂપમાં અન્યન્ય પ્રીતિને અડગ

મૃતની સચોટ છાપ પડે છે. નાસીક-પંચવટીમાં વાર્ષિક બે માસ સત્સંગ નિમિતે પધારે છે. ત્યારે સ્વધર્મ નિષ્ટ વયોવૃધ્ધ દક્ષિણિ રીટાયર નાસીકના ન્યાયાધીસ સાહેબ શ્રીવિશ્વનાથ કુલકર્ણી તથા સત્વગુણની પ્રત્યક્ષ મુર્તિ સ્વરૂપ વિદ્વાન વર્ય પૂજ્યપાદ્ય સાધ્વીશ્રી વિમળાદેવીશ્રીનાં પૂર્વ આશ્રમના સુપુત્ર કૃપાશંકરભાઇ તથા પ્રભુ પરાયણ પુજ્ય શાંતીદેવી ભગવતી લક્ષ્મીબાઇ વિગેરે ભાઇઓ તથા બેહેનો ભાવિક ભકતો નિત્ય શ્રવણ કીર્તનનો લાભ લેતા તથા મુંબઇથી તથા દેશાવરના બીજા ગામોથી સદ્દભાવીકો આવે છે. શ્રીગુરૂમહારાજના સ્વ અનુભવ રચિત 'ભજનમાળા'ના પુસ્તકો તેર ભાગ સુધી પ્રસિધ્ધ છે. તે જોવાથી વિશેષ માહીતી મળશે.

**સુજ્ઞ સજ્જન વૃન્દોને વિનંતિ કે:—**

મારી અલ્પ બુદ્ધિના લીધે અનાયાસે શબ્દાર્થોમાં કયાં પણ ભૂલ ચુક થઇ હોય તો આપનો બાળક જાણી ક્ષમા કરશો.

આષાઢ સુદ ૧૧ દેવશયની
સંવત ૧૯૯૬ વડગાદી,
દરિયાસ્થાન ગલીમાં,
જેઠા ધનજીનો માળો,
ચોથે મજલે,
મુંબઇ નં. ૩.

લી૦ સેવક,

**ઠા. હીરજી કલ્યાણજી**

**ના સવિનય જય સચિદાનંદ.**

---



| ગુરૂ ભક્ત | બ્રહ્મનિષ્ટ સદ્‌ગુરૂ | ગુરૂ ભક્ત ગંગાસ્વરૂપ |
| --- | --- | --- |
| **મનિષા દેવી** | **વિમળા દેવીશ્રી** | **મમીબાઇ** |

શ્રી પરમાત્મને નમઃ

# પુજ્યપાદ બ્રહ્મ નિષ્ટ સદ્‌ગુરૂ શ્રી વિમાળદેવી સાથે મારો પરીચયનો દિગ્દર્શન.

શ્રીમતી મનિષાદેવીના પરિચયના લીધે પૂજ્ય સાધવી શ્રી વિમળાદેવીના દર્શન તથા સત્સંગનો લાભ અવાર નવાર મુંબઇ તથા શ્રીપુણ્ય ક્ષેત્ર નાસીક પંચવટીમાં મને મળ્યો છે. મારો ત્યો પ્રત્યે સદભાવ હોવાથી ત્યો પણ મારા પ્રત્યે કૃપા દ્રષ્ટિ રાખતા હતા, જેથી સવંત ૧૯૭૫ આસુ સુદ ૫ નો મુંબઇમાં પૂજ્યદેવીશ્રી પધાર્યા હતા તે વખતે મારૂં સ્થુલ શરીર બીમારીમાં હતું અને રૂણાનું બંધન પૂર્ણ થવાની અણી પર હતું ત્યારે પૂજ્ય વીમળાદેવી શ્રીએ મારા પર કૃપા કરી મારી પર્ણકુટીમાં મને પાવન કરવા જાતે પધાર્યા હતાં તે દિવ્યદર્શનનો લાભ મને મળ્યો અને શ્રીમુખેથી બોલ્યા કે હે વત્સ! તું ગભરાઇ માં એમ કહી પોતાનો હસ્તકમલ મારા માથા પર મૂક્યું અને કહ્યું કે! હજી તમો ઘણા શુભ કાર્યો કરશો? અને મારી અંત અવસ્થા વખતે પણ મને તમો મલશો ત્યારે મેં દેવીશ્રીના ચરણમાં શિરવંદન કર્યું ત્યારે મને દિવ્ય જ્યોતિ સ્વરૂપનાં દર્શન થયાં તે પ્રયક્ષ કે સ્વપ્ન! ત્યારે પૂજદેવીશ્રીએ મને ગંગોદક તીર્થ આપ્યું, ત્યારે આરોગ્યતા થઇ અને શાંન્તિ થઇ. એ સ્થૂલ શરીરને આરોગ્યતાથી આનંદ થવા લાગ્યું.

શ્રીમતી મનિષાદેવીનો મોટા મામા સ્વર્ગસ્થ મોનજીના નિમિતે શ્રીયુત કલ્યાણજી સુંદરજીએ મને શ્રીમદ્‌ભાગવત પારાયણ કરવા નાસીક–પંચવટીમાં મુંબઇથી આમંત્ર કર્યું, અને કુંવરજી માવજીની ધર્મશાલામાં જ્યાં પુજ્ય વિમળાદેવીશ્રીના આશ્રમની બાજુમાં રહેતા હતા. ત્યાં શ્રીમદ્‌ભાગવત સપ્તાહનો આરંભ કર્યું ત્યાં પુજ્ય વિમળા-

દેવીશ્રી તથા સર્વે બેહેનો, ભાઇઓ કથા શ્રવણનો લાભ લેતા હતાં. પુજ્ય વિમળાદેવીશ્રી નિરઅભિમાની હોવાથી જ્યારે હું સભામાં વ્યાસ તરીકે શ્રીશુકદેવના આસન ઉપર (વ્યાસપીઠ) બેઠો હું ત્યારે પૂજ્ય વિમળાદેવી મસ્તક નમાવી નમસ્કાંર કરતાં હતાં અને પુજન કરતાં પ્રદક્ષિણા કરતાં ત્યારે હું પુજ્યશ્રીને કહેતો કે આપ વયોવૃધ્ધ જ્ઞાનવૃધ્ધ છો અને હું અવસ્થામાં આપથી નાનો છું તેમ આપ સદ્‌ગુરૂ ચતુર્થ આશ્રમમાં છો છતાં આવું નમ્ર શિષ્ટા આચારપણું કરો છો તેથી મને આશ્ચર્ય થાય છે. ત્યારે પુજ્યશ્રી બોલ્યા કે હમણાં આપ શુકદેવના આસન પર બેસી ઉપદેશનો કાર્ય કરી રહ્યા છો, અને સાત દિવસની દીક્ષા લીધી છે જેથી શાસ્ત્રાની આજ્ઞા અનુસાર વર્તવું જોઇએ મારૂં નમન વ્યાસ પીઠને છે અને પદવીને છે અને વ્યાસજી તો બ્રહ્મસ્વરૂપજ હતાં તેણે તો જનતાની અનહદ સેવા કરી છે. એમ કહેતા અને હૃદયમાં ભાવ સમાધી થાતી જ્યારે શ્રીમદ્‌ભાગવતના દશમના પૂર્વાર્ધમાં શ્રીકૃષ્ણ લીલાનો વર્ણન આવતો ત્યારે પુજ્યશ્રીના નેત્રોમાંથી ગંગા જમુના નિરમલ નીર વહન થાતું અને વૃતિ નિવૃતિ થતી શરીર પર દિવ્ય ક્રાંતી શોભતી અને અશ્રુના બંદુઓ મૌકિત પ્રમાણે શોભતાં હતાં તેનો વર્ણવ શબ્દોથી કે લેખથી વ્યકત કરવું અશકય છે જેથી અસ્તુ.

પૂજ્યશ્રીની શરીર પ્રકૃતિ ઠીક ન હોવાથી સંવત ૧૯૮૯ના આષાઢ માસમાં હું ત્યાં ગયો હતો અને અંતઃકાળના સમયને દર્શનનો અમુલ્ય લાભ મળ્યો હતો પૂજ્યશ્રીએ મને પુછ્યુ કે! મહારાજ આપ જ્યોતિષશાસ્ત્ર, સ્વરોદય, કાળજ્ઞાન, વિગેરે જાણો છો અને ઘણો અનુભવ મળ્યો છે. પરમ હંસ સ્વામી હૃદયાનંદનો અંતઃકાળનો સમય તમોએ સ્વામીશ્રાને દર્શાવ્યો હતો. એમ મેં સાંભળ્યું છે. ત્યારે મનેજ કહો કે આ દ્રશ્ય ખેલ ખતમ થવાની તૈયારીમાં છે કલેવર વ્યાધિ ગૃહસ્થ છે તેમાં આ વખતે સ્થુલને બીમારી ભરપુર

છે તેમાં મને કાંઇ હર્ષ શોક નથી માટે યથાર્થ જે હોય અને તમોને જોવામાં આવતું હોય તે કહી આપો. ત્યારે મેં કહ્યું કે આષાઢ કૃષ્ણ પક્ષની અષ્ટમીનો ઉત્તરાયણ કાલે પુર્ણ થાશે અને આપનાં શિષ્ય વર્ગની પ્રાર્થના છે કે ગુરૂ પુર્ણમાની પુજા થાય અને અંતઃકાળ વખતે શ્રી પુજ્ય ગુરૂશ્રીના ચર્ણોની સેવાનો લાભ અમોને મળે ત્યારે દેવીશ્રીએ કહ્યું કે ઉત્તરાયણ કાળનો વર્ણવ શ્રીમદભગવત ગીતાજીમાં છે. તેને પણ જાવા દેશું નહિ અને ભકતોની ઇચ્છા પણ પુર્ણ કરીશું ત્યારે મને જે વચન આપેલ હતું કે મારા અંતઃકાળમાં તમો હાજર હશો તે વાત પ્રત્યક્ષ જોવામાં આવી જેથી શંકા મટી ગઇ. આ ભૌતિક શરીર સંવત ૧૯૮૯ના આષાઢ કૃષ્ણ ૫ બુધવારનો સ્વ સ્વરૂપમાં લીન થયો છે.

આવા કલીકાળમાં સ્વજાતીય વર્ગને જ્ઞાન–ભકિત વૈરાગ્યનું સદ્‌બોધ આપીને પોતાનું જીવન કૃતાર્થ કરી ચુકયા છે. આવી મહાન વ્યકિતને હું વારંવાર હ્રદયપુર્વક નમન કરૂં છું હરિ ૐ શાન્તિ.

**પંડિત દયારામ રત્નસિંહ શર્મા.**

---

## સ્વ. ધર્મપરાયણ, રઘુવંશીય કચ્છ દેશીય લોહાણા શ્રીયુત ઠા. કલ્યાણજી સુંદરજી સાથે મારો પરિચય.

કચ્છ, માંડવી બંદરમાં અમારા વડીલ બાંધવ પંડિત શ્રી વલભજી રત્નસિંહ શર્મા સાથે સંવત ૧૯૫૮માં વિદ્યાભ્યાસ માટે મારે ત્યાં રહેવાનું થયું હતું. સમુદ્ર કીનારે સતીયુના વાડીમાં શ્રી જાગેશ્વર મહાદેવની સાંનિધ્યમાં અમો તથા શ્રીયુત કલ્યાણજી સુંદરજી રહેતા હતા અને શેઠની વખાર કાંઠાવારા નાકા પાસે હતી મલબારથી વહાણોમાં વખારનો માલ આવતો હતો. અમો એકજ વાડામાં રહેતા

જેથી અમારો સમાગમ હંમેશાં થતો હતો. શ્રીમતી મનિષાદેવીના માતાજી ભગવતી મમીબાઇની અવસ્થા કુમાર હતી અને કલ્યાણજીના મોટા પુત્ર મોનજી સુજ્ઞ હોતા પણ ભાવિ બળવાન હતાં. આ ક્ષણીક સંસાર મુકી ચાલી ગયાં. તેનાં ગંગા સ્વરૂપ લક્ષ્મીબાઈ પણ સુસંસ્કારી અને શાસ્ત્ર મર્યાદાપુર્વક વર્તનારા છે. કલ્યાણજીના નાના પુત્ર નારાયણજી તથા હીરજી વેવાર કુશલ અને વેપારી લેનના હોવાથી અને ધર્મશાસ્ત્રના નિયમ પ્રમાણે, માતા–પીતાની આજ્ઞા પાળક અને સ્વધર્મ પરાયણ છે. કલ્યાણજીનાં એકજ પુત્રી મમીબાઇ પણ સંસ્કારી જીવ હતા તેમજ પ્રભુનો નિર્માણ પણ એવું હતું કે એકજ પુત્રી તેને પણ એકજ પુત્રી જેનું જન્મ મહાશિવરાત્રીનો થયો હતો અને તે હાલે વર્ષ ૩૪ નાં છે અને તેજ મનિષાદેવી અને મમીબાઇના પતિ પણ જ્યારે મમીબાઇને વર્ષ ૧૭ થયાં ત્યારે દેવલોક ગયા પછી મમીબાઇ પોતાની દીકરી સાથે પોતાના પીતાને ઘેર રહ્યા હતાં. કારણકે મમીબાઈના ત્રણ ભાઇઓ વચ્ચે એકજ બેન હતાં અને મમીબાઇને પણ એકજ પુત્રી થઇ મા દીકરીના શુભ સંસ્કારના લીધે ઘરમાં પણ સૌને સતસંગમાં પ્રીતિ થવા લાગી તેમાં સોનામાં સુગંધ કે પુજ્ય સદગુરૂશ્રી વિમળાદેવીના સમાગમથી હૃદયનો વલણ પ્રભુપરાયણ દીન પ્રોતીદીન વૃદ્ધિગત થતો જણાય છે. તે અનુભવી હોય તે જાણી શકે. મનિષાદેવીના માતુશ્રીનો સ્થુલ શરીર પણ સંવત ૧૯૮૯ ભાદ્રવા વદિ ૫ સોમવારનાં પ્રાતઃકાળમાં શાન્ત થયો તેમની પણ ગુરૂભકિત અન્યન્ય હતી પ્રાણાંતે પણ ગુરૂસ્મરણમાં જેને પ્રીતિ હતી

મનિષાદેવી નાની અવસ્થામાં પ્રભુ પરાયણ રહ્યાં છે અને સદ્દગુરૂની કૃપા મેળવી અને સદ્દવર્તન રાખી પ્રભુમાં અંતઃકરણ રાખી અને આત્માનંદ કરી સ્વજાતી વર્ગની બેહેનો સાથે સતસમાગમ સદાચાર કરી રહ્યાં છે તે જોઇ મને વધારે આનંદ થાય છે. આ ઘોર કલીયુ-

ગમાં આવી દેવીઓ સતયુગ વરતાવી રહ્યાં છે. જેમ જેમ તેમના પ્રસંગોમાં આવ્યો તેમ તેમ મને અતિ આનંદ થયો છે, તેમની પ્રભુ પ્રત્યે ભકિત શાસ્ત્ર પ્રત્યે આદરભાવ અને પ્રાચીન પ્રણાલીકાનું પાલન જોઇ અને સત્યયુગનો સ્મરણ મને થાય છે. પ્રભુ તેમને ભકિત માર્ગમાં અવિચળ શ્રદ્ધા આપે અને પ્રભુ પ્રીતીમાં વધારો કરે અને તેમની રહેણી કરણી જોઇ સ્વજાતી તેનુ અનુકરણ કરે એમ હું ઇચ્છું છું.

## શીલ, સંતોષ અને સદવર્તનથી રહ્યા છે.

મનિષાદેવીની બાલ અવસ્થાથીજ આજ દીવસ પર્યંત તેમનું પવિત્ર જીવન ગાળી રહયા છે. આ તો સંક્ષેપમાં સૂચના દર્શાવું છું. આ કલીયુગમાં સ્વધર્મમાં રહી પ્રભુ ભકિત કરવી અતિ કઠીણ કામ છે. પરંતુ દૈવી જીવ પર દૈવી કૃપા થાય એમ શાસ્ત્રો કહે છે પ્રભુ પાસે પ્રાર્થના છે કે છેવટ પર્યંત આત્મસ્વરૂપમાં વૃતિ રહે અને મનિષા દેવીનું અનુકરણ એનો કરે.

ઘણા વર્ષો થયા કલ્યાણજી સુંદરજી સાથે મારો પરમાર્થી સંબંધ થયો છે તે આજ દીવસ સુધી ઇશ્વર કૃપાથી સંતોષ પૂર્વક એવુંજ ચાલે છે ચિરંજીવી નારાયણજીભાઇ ચિરંજીવી હીરજીભાઇના વિવાહ પ્રસંગે તથા ચિરંજીવી આણંદજી નારાયણજીના યજ્ઞોપવિત સંસ્કાર તથા આણંદના વિવાહ સંસ્કાર આદિ માંગલીક શુભ કાર્યો મારા દ્વારા એમના સૌભાગ્યવંતા માતુશ્રી મીઠાબાઇએ કરાવ્યાં છે અને તેમના સુજ્ઞ પુત્રી મનિષાદેવી પણ વડીલોની પરંપરા પ્રમાણે મારા પ્રત્યે વડીલ તરીકે પૂજ્યભાવથી વર્તે છે તેમના ખાનદાની મર્યાદા અને સરલપણું, સ્વધર્મપણું અપૂર્વ છે. તેવું હંમેશા પ્રભુ રખાવે. પુત્રો માતા-પીતાની આજ્ઞા પાળે છે અને સ્વધર્મમાં પ્રીતી રાખે છે અને મનિષાદેવી પ્રત્યે પુજ્ય ભાવ ધરાવે છે તેવું રાખે એમ પ્રભુ પાસે મારી વંદના છે. અસ્તુ.

| | |
|---|---|
| અષાઢ શુકલ નિરજલા | લી. |
| એકાદશી સં. ૧૯૯૬. | |
| વડગાદી ચોક, દેવકરણ નિવાસ | પંડિતશ્રી દયારામ રત્નસિંહ. |
| મુંબઇ નં. ૩. | |

શ્રી પરમાત્મને નમ:

# શ્રીમતી મનિષાદેવીનો સંક્ષેપ જીવન પરિચય.

કચ્છ દેશીય રઘુવંશીય લોહાણા જ્ઞાતિમાં શ્રીમતી મનિષાદેવીનું જન્મ થયું છે. તેમના પિતાનું નામ નારાયણજી નરસિંહ વર્મા અને માતુશ્રીનું શુભ નામ ભગવતી મમીબાઇ પીતાની એકજ પુત્રીરત્ન અને જેનું નામ શ્રીમતી મનિષાદેવી છે મમીબાઇ પણ પીતાનાં એક કન્યા પરંતુ તેના ત્રણ ભાઇઓ ( સ્વર્ગસ્થ મોનજી ) ચિરંજીવી નારાયણજી ચિરંજીવી હીરજી કચ્છ માંડવી બંદરમાં પ્રથમ રહેતા હતાં પછી અન્નોદકથી જબલપુર નિવાસ થયુ, પુનઃ મુંબઇમાં રહેવાનું થયું છે. શ્રીમતિ મનિષા દેવીના ભગવતી મમીબાઇના માવિત્રશ્રી કલ્યાણજી સુંદરજીને ઘેર વધારે રહ્યાં છે જ્યારથી વૈધવ્ય દિશા આવી, ત્યારથી ત્યાંજ રહેવાનું થયું છે. મમીબાઇને એકજ પુત્રી જન્મી અને તે દોઢ વર્ષની અવસ્થા થઇ ત્યારે તેના પીતા સ્વર્ગે ગયા હતાં, જેથી શ્રીમતી મનિષાદેવી મોશાળ પક્ષમાં મોટા થયાં જો કે સ્વસુર પક્ષમાં દોઢ વર્ષ ફકત ગ્રહસ્થાશ્રમ હતો, પતિ તથા સ્વસુર દૈવી સંસ્કારી જીવ હોવાથી ઘરમાં અનુકુળતા હતી ભગવતી મમીબાઇએ પણ પુત્રીને દેવ દર્શન યાત્રામાં સાથે રાખીને શિક્ષણ આપતા હતા શ્રીમતી મનિષાદેવીને તેરમે વર્ષે વિવાહ કર્યું હતું. પરંતુ દેવ ઇચ્છા પ્રમાણે થાય છે જેથી ક્ષણીક સુખનો ત્યાગ થયું અને અનંત સુખનો માર્ગ મળ્યું, શ્રીમતિ મનિષાદેવીને પ્રથમ બાલપોથીમાં ભગવતી મમીબાઇએ શ્રી બાલકૃષ્ણની પ્રતિમાં પુજન માટે આપી તથા બૃહતસ્તોત્રનો ગુટકો તથા શ્રીમદભાગવત શ્રીમદ ભગવત ગીતાજી આદિનો અભ્યાસમાં મન લગાડવામાં આવ્યું. જો કે વ્યવારમાં પ્રથમ

સ્નેહ ત્રુટે તેનો દુઃખ લાગે એ સ્વાભાવિક છે, પરંતુ સદ્દગુરૂની કૃપાથી દૈવી જીવ હોતાં સંસાર ઉપરથી મન ઉપરામ થયો અને શ્રી બાલકૃષ્ણમાં મનથી વૃતિઓ લાગી બ્રાહ્મણ મૂહૂર્તમાં વહેલું ઉઠવું અને સ્નાદિ ક્રિયા કરી શ્રી બાલકૃષ્ણની પુજન શરૂ કરે તેમાં નિર્મલ જલથી શ્રી ઠાકોરજીને સ્નાન ચંદન અર્ચન વસ્ત્રભૂષણ તુલસીદલ પુષ્પમાંલા તેના ગજરા આદિ શ્રંગાર સજી–મેવા મીસરીના વિવિધ પ્રકારનાં પકવાનો શ્રી ઠાકોરજીને ધરાવા આરતિ કરવી મંત્ર પુષ્પાં-જલી કરવી તેના પાસે સમય સમયના ભજન કરવા. પ્રભુ નામની ધ્વનીઓ કરવી શ્રી ગીતાજીની પાઠ સ્તોત્રોનું પઠન કરવું પ્રેમણા ભકિતથી શ્રી પ્રભુને પ્રસન્ન કરવાઃ. રાત દીવસ એજ રટણ કરવા લાગ્યા, વેવારિક લેણ દેણનો જે સંયોગ હતો તેની અવધિ પુર્ણ થઈને સંસાર ખારો વિષ જેવું લાગ્યું અને પ્રભુ નામ સ્મરણમાં વૃતિ એકાકાર થવા લાગી તપના બળથી પુર્વ જન્મની વાસનાઓ ક્ષીણ થાય છે અને પ્રભુ કૃપાથી સદ્દગુરૂનો મળવાનો સુયોગ બને છે તેજ પ્રમાણે શ્રીમતિ મનિષાદેવીને બન્યું.

બ્રહ્મનિષ્ટ, બ્રહ્મશ્રોત્રીય પૂજ્ય સદ્દગુરૂ શ્રી વિમળાદેવીનું સમાગમ થયું, અને તેના સમાગમમાં દંડકા અરણમાં પુણ્યક્ષેત્ર નાસીક પંચવટી જનસ્થાન જ્યાં સાધ્વીશ્રીનો આશ્રમ હતું. ત્યાં મા દીકરી ગયા અને ત્યાંથી દેવીશ્રી સાથે શીઓર ગામમાં ગયા ત્થા દેવીશ્રીએ તપ કર્યું હતું. યોગ સાધના કરી હતી અને જ્યાં દેવીશ્રીને વૈરાગ્ય ઉત્પન્ન થયું હતું તે પુણ્ય ભુમિના દર્શન કરાવ્યું અને ભકિતમાર્ગનું ઘણા પ્રકારનું લાભ અપાવ્યું, તેમના સમાગમથી સત્સંગમાં વધારો થતો આવ્યો ત્યાં પણ શ્રીમતી મનિષાદેવીના ભગવતી માતુશ્રી મમી-બાઇ ભેગા રહેતા હતાં અને તેમને પણ સંત સમાગમનો અપુર્વ લાભ મળતો હતો. શ્રીમતી મનિષાદેવીના નાના બાપા શ્રીયુત કલ્યાણજી સુંદરજી અવાર નવાર

શ્રી નાસીક-પંચવટી આવી પુત્રીઓની ખબર કાઢતા અને ઉત્તમ રહેણી કરણી જોઇ પ્રસન્ન થાતા હતાં. તેમનાં સ્વર્ગસ્થ મામા મોનજી ચિરંજીવી નારાયણુજી, ચિરંજીવી હીરજી પણ શ્રી સાધ્વી વિમળા-દેવીનો આશ્રમ જોઇ આનંદ પામતા હતાં શ્રીમતી મનિષા દેવીના નાની માં મીઠાબાઇ ત્થા તેમની મામીઓ સ્ત્રી વર્ગ સાથે આવી અને સત્સંગનો લાભ લઇ પૂજ્ય સદ્દગુરૂ શ્રી વિમળાદેવીના વચનામૃતનો અને દર્શનનો અપૂર્વ લાભ મેળવ્યું છે.

પૂજ્ય સદ્દગુરૂ શ્રી વિમળાદેવીને કચ્છ દેશીય સનાતન જનતા ઓળખવા લાગ્યા, અને તેના પરીચય જે જે મુમુક્ષુ આવતાં તેમને અત્યાનંદ થાતું, પૂજ્ય સદ્દગુરૂ વિમળાદેવીનો હઠ્યોગ અને રાજ-યોગ, ભાવસમાધી, પ્રભુ પ્રેમ અપૂર્વ હતો અને તેમણે ચાર આશ્રમ સાધ્યાં હતાં કારણ કે તેમનાં સ્થુલ શરીરના સ્વામી વિદ્વાન હતાં અને ત્યો પણ ચાર આશ્રમ સાધ્યાં હતાં. પ્રથમ બ્રહ્મચર્ય આશ્રમ પૂર્ણ કરી પછી ગૃહસ્થાશ્રમમાં દાખલ થયાં ત્યારે તેનાથી સુપુત્ર કૃપાશંકરભાઇ ત્થા પુત્રીશ્રી મુકતાબાઇ એમ બંને બાળકો થયા હતાં પછી ત્રીજો વાનપ્રસ્થ અને છેલ્લો સન્યાસ આશ્રમમાં દાખલ થયાં હતાં. સાધ્વીશ્રી વિમળાદેવીનાં સ્થુલ શરીરના સ્વામીની આજ્ઞાથી સંન્યાસ આશ્રમ ધારણ કર્યું હતું તેની હકીકત દેવીશ્રીનાં જીવન ચરિત્ર વાંચવાથી ખાત્રી થશે.

શ્રી પુણ્યક્ષેત્ર નાસીક-પંચવટી જનસ્થાન શ્રીગોદાવરી ગંગા પતિતપાવની અધમ ઓધારણી શ્રીશ્યામ શ્રીશ્વેત રામના દર્શન શ્રી કૈલાસપતિ રામેશ્વર (નારૂશંકર) શ્રી શ્રીકપાળેશ્વર, શ્રીસપ્તશૃંગીદેવી શ્રીભદ્રકાળીદેવી શ્રીબાલાજી શ્રીલક્ષ્મીનારાયણુ દર્શન અને બાર વર્ષે સિંહસ્થ બૃહસ્પતિમાં લાખો સાધુ-સંતો વૈરાગીઓ ગોદાવરીના ચડાવપર આવે છે એવું દેવભૂમિ સ્થાન શ્રીપૂર્ણપુરૂષોત્તમ શ્રીરામચંદ્ર-

ભગવાનશ્રીએ પવિત્ર ચર્ણોથી પવિત્ર કર્યું છે અને જ્યાં સ્વર્ગલોકથી દેવો પણ સ્નાન કરવા પધારે છે અને મહાત્માઓના દર્શન તેના મુખની અમૃત વાણીનો શ્રવણ તપો ભૂમિમાં પધારી અનેક જીવોના કલ્યાણ કરે છે ત્યાંજ સદ્‌ગુરૂશ્રી વિમળાદેવીએ પોતાની ઝુંપડીમાં આશ્રમ ખોલ્યું છે, પુજ્ય સાધ્વીશ્રીનો સ્થુલ શરીર વયોવૃદ્ધ તથા જ્ઞાનવૃદ્ધ હતું. પરંતુ સ્વજાતી સ્ત્રી વર્ગને અમુલ્ય લાભ શ્રવણ-પ્રવચનનુ મલતું હતું.

પુજ્ય સદગુરૂ શ્રી વિમળાદેવી પોતાનાજ આશ્રમમાં રહેતા હતા અને જરૂર પ્રસંગે બહાર પધારતા હતા. મુંબઇમાં ખાસ ભકતોનું આમંત્રણ આવે ત્યારેજ પધારતા હતા નહીકાં ગણે ભાગે શ્રી નાસીક પંચવટી આશ્રમમાંજ રહેતા હતાં અને કચ્છી પ્રજા પૈકી રઘુવંશીય લોહાણા કોમના સનાતની જનતા ઓતપોત થઇ ગયા હતાં, હજારો સ્ત્રીવર્ગે તેમના સતસંગનો લાભ લીધો છે અને પ્રત્યેક ભાત્રિક મુમુક્ષુએ પુજ્ય સદગુરૂ શ્રી વિમળાદેવીની પત્રની પ્રતિમાની આકૃતિઓ (ફોટુઓ-મોટા) પોતાના ઘરમાં પધરાવી આષાઢી ગુરૂ પુર્ણીમાનો બૃહુત પુજા કરી ભકિત ભાવમાં વધારો કરી આત્માને ત્રપી કરે છે અને જીવને શાંતી આપે છે

પુજ્ય ગુરૂદેવનાં આશ્રમમાં ભગવતી મમીબાઇએ સપ્તાહ ભાગવત બ્રહ્મભોજન કરાવ્યું હતું, શ્રીમતી મનિષાદેવીએ પણ સપ્તાહ ભાગવત વિગેરે શુભ કાર્યો શ્રી ગુરૂના સ્વહસ્તે સાનિધ્યમાં રહી કરાવ્યાં છે. અને ઘણા ભૂદેવોને સપ્તાહ ભાગવતનો લાભ તથા લઘુ રૂદ્રોઓ વિગેરેમાં લાભ અપાવ્યો છે, બાર માસમાં તેમના આશ્રમમાં ઘણા પ્રાણીઓને અન્નદાન આપવામાં આવ્યું છે. શિષ્ય મંડળને પૂજ્ય-દેવીશ્રી તરફથી અનેક પ્રકારનો સદ્‌બોધ આપવામાં આવ્યો છે. શ્રી નાસીકના દક્ષિણી અધિકારી સાહેબ પણ પૂજ્ય દેવીશ્રીના દર્શન લાભ તથા તેમની આજ્ઞાનું પાલન કર્યું છે. પૂજ્ય દેવીશ્રીએ કાંઇ-

મઠ, કે મકાન બાંધ્યું નથી તેમજ ધન સંગ્રહ પણ કર્યું નથી. જે શિષ્યો શિષ્ટાચાર પ્રમાણે ભેટ આપે, તેનો વ્યયઆશ્રમમાં થતું હતું. પૂજ્ય દેવીશ્રીનો અંતેષ્ટિ સંસ્કાર પણ ભકતોએ કરી અને તે સ્મરણ ચીન્હ તરીકે પંચવટીમાં સમાધી પણ કરાવી છે, તેનો કોના ઉપર કર–ટેકસ–લાગો કાંઇ પણ નથી તે નાની સમાધીમાં પાદુકા પૂજન–રૂદ્રીનો પાઠ વિગેરે સુકાર્યો થાય અને ભૂદેવાને વિદ્યામાં ઉત્તેજન મળે, પૂજ્ય દેવીશ્રીનો જ્યારથી સમાગમ થયો ત્યારથી અંતેષ્ટિ સુધીનો લાભ શ્રીમતી મનિષાદેવીને અપૂર્વ મલ્યું છે. પૂજ્ય દેવીશ્રીએ શ્રીમતી મનિષાદેવીને હૃદયની અનહદ ગણી કૃપા વર્ષાવી છે. પરમ પદમાં પ્રીતી હોવાથી પ્રભુ ભજનનું અભ્યાસ ચાલુ છે. શ્રીમતી મનિષાદેવીએ બહાર આચાર–શિષ્ટાચાર થી શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં છે, પરંતુ તેનો અંતઃકરણ તો શુધ્ધ આત્મભાવવાળું છે. તેમની મધુરતા ભરેલી વાણી અને તિતિક્ષા અપુર્વ છે ઇન્દ્રિય નિગ્રહ અને મૌનવૃત વિગેરે પ્રાણાયામના તપોથી સ્થુલ શરીર કૃશ કરી નાંખ્યું છે, તેમનો જ્યોતિ સ્વરૂપ અપુર્વ ભાવ સમાધી દિશા સુધી પહોંચ્યું છે. ત્યાં વધારે ભાષણ કરતા વરતવું તેમને તે વધારે પ્રીય છે તેમને આઠ પહોર એકાંત પ્રીય છે અને વધારે પ્રપંચની વાતો બીલકુલ ગમતી નથી. તેમને સનાતન ધર્મમાં પ્રીતી છે. પારકી પંચાત પારકા અવગુણો તે સાંભળવા માગતા નથી અને સત્સંગથી અને મહાત્માઓની કૃપાથી જ્ઞાન ચક્ષુ ખુલી ગયાં છે, તેમના હૃદયના ઉદ્‌ગારો પ્રભુને પ્રીય લાગે તેવા છે. તેમના માનસીક પુજા અને પુજ્ય સદ્‌ગુરૂમાં પુજ્યભાવ પ્રશંસનીય છે. તેમની સત્યતામાંજ નિષ્ટા છે. તેમને સંસાર વિષ જેવું લાગે છે. તેમને વસ્ત્રો સાદા પ્રીય છે. તેમને દંભ–અભિમાન જોઇતો નથી તેમને છળ કપટ પ્રીય નથી. તેમને સદ્‌બોધક શાસ્ત્રો સદાચારી બ્રાહ્મણો શ્રેષ્ટ સાધુ–સંતો–શ્રેષ્ટ સાધ્વીઓ અતિ પ્રીય છે તેમને જોઇ હર્ષ પામે છે. પોતાને તુચ્છ પ્રાણી સમજે છે. જેટલું તેમનામાં ઓજસ છે તેટલું

તે પ્રગટ કરવા માંગતા નથી જાજુ પ્રસિધ્ધ થવા નારાજ છે જાજા સમુદાયમાં રહેવું તેમને પ્રીય નથી. ઇશ્વર કૃપાથી ભકિત ભાવના ગુણો પ્રાપ્ત છે. ગરીબોને જોઇને હ્રદય દ્રવીભુત થાય છે, સરલ ચિતે નિષ્કામ ભાવે પરોપકારમાં પ્રીતિ સ્વભાવિક છે. श्रध्धावान लभते ज्ञानं ગુરૂ ભકિતમાં અટલ શ્રધ્ધા શું કામ કરે છે તે શ્રીમતી મનિષાદેવીમાં પ્રત્યક્ષ દેખાય છે તે અનુભવીઓ સમજી શકે છે વિશ્વાસ અને એક નિષ્ટાનું ફલ. સજ્જનો તથા પ્રભુ ભકતો સંત સાધુ બ્રાહ્મણો પ્રત્યે નમ્રતા સહિત પુજ્ય ભાવથી વર્તે, પોતાથી મોટા હોય તેના સાથે સવિનયથી વરતે, સમાનતા વારા સાથે મૈત્રી વિવેકવારી હોય પોતાથી નાના હોય તેના પ્રત્યે કરૂણા રાખે, પ્રભુ કૃપાથી પૂર્વના પુન્યએ શુભ લક્ષણો સ્વાભાવિક છે. પ્રાચીન સનાતન ધર્મ પ્રમાણે મર્યાદા પાલન કરવી અને વિવેકથી વર્તવું તે તેમને ઘણો પ્રીય છે. સ્વચ્છંદતા, તોછડાઇપણું તેમને બીલકુલ ગમતું નથી.



## મહાપુરૂષોના દર્શન તથા તેમના વચનામૃતોનો મળેલ લાભની ટુંક યાદી.

શ્રીમતી મનિષાદેવીએ હરિદ્વારમાં સ્વામી શ્રી પૂજ્ય નિરંજનના દર્શન કર્યા હતાં, શાંતિનાથ મહારાજના દર્શન કર્યા હતા તથા વિશુદ્ધાનંદ સ્વામીશ્રી મુંબઈ નર નારાયણ દેવાલય સાનિધ્ય ભકિત શિરોમણિ જાદવજી મહારાજના દર્શન તથા ભકિત રસના પ્રવચનો સાંભળ્યાં છે. કચ્છ. વાંઢાય (ઈશ્વર નગર) વાળા સાધુવર્ય શ્રી ઈશ્વર રામજીના ધોવારાના મુખ્ય મહંત શ્રી ઉદ્ધવ રામજીના વ્યાખ્યાનો સામુદાયીક મંડળમાં સાંભળ્યા છે, તથા દર્શન સામુદાય સભામાં કર્યાં છે. કચ્છ. કુકમાનાં વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ સાધુવર્યશ્રી ગરીબદાસજીના પ્રવચનો સત્સંગ મંડળી સાથે પાંચ વર્ષમાં શ્રી નાસીક-પંચવટીમાં પધારતાં ત્યારે તેના દર્શન તથા પ્રવચનો લાભ મળ્યો છે. વેદાંતશાસ્ત્ર તથા યોગશાસ્ત્ર નિષ્ણાત પૂજ્યપાદશ્રી નથુરામ શર્મા બીલખાવાળાના દર્શન જ્યારે પૂજ્ય સદ્ગુરૂ શ્રા વિમળાદેવીના આશ્રમમાં પધાર્યા હતાં ત્યારે થયા છે, તથા તેના તરફથી વેદાંતના પુસ્તકો પ્રગટ થયાં છે તેનો વાંચવાનો લાભ મળ્યો છે. શ્રી રામનામ આધાર મંડળની સ્થાપન કરનાર ભકતરાજ પુલસ્કર વિષ્ણુ મહારાજના સંગીતમાં ભજનો-રામનામની ધ્વનીઓ ઘણો મલ્યો છે. તેના દર્શનનો લાભ શ્રી નાસીકમાં મલ્યો છે.

શ્રા નાસીક પંચવટી કૈલાસ આશ્રમના બ્રમીભૂત સ્વામી હૃદયાનંદની ગાદીના મહંત શ્રી મોરલી ધરાનંદ સ્વામીનાં દર્શન તથા પ્રવચન શ્રવણનો લાભ મળ્યો છે. ગોરારામમાં બીરાજતા પૂજ્ય દંડી

સ્વામી કેશવાનંદ મહારાજના દર્શન તથા શ્રવણ લાભ મળ્યો છે. અમદાવાદના મોક્ષ મંદિરવાળા મહારાજ રામચંદ્ર ભટ્ટના દર્શન કર્યા છે. સ્વામી શ્રી પ્રેમપુરીના દર્શન થયાં છે તથા વડોદરાવાળા સ્વામી શ્રી સચ્ચિદાનંદ મહારાજના દર્શન તથા શ્રવણનો લાભ મળ્યો છે. સ્વામી શ્રી પ્રણવાનંદનાં દર્શનનો લાભ કલકત્તામાં મળ્યું છે. કાશીમાં સ્વામી જયેન્દ્રપુરીના દર્શનનો લાભ મળ્યો છે. માટુંગાવાળા બ્રમીભૂત સ્વામી જ્ઞાનાનંદના દર્શન તથા પ્રવચનનો લાભ મળ્યું છે, કચ્છ દેશલપુરના પૂજ્ય પંડિત શ્રી દયારામ ખટાઉ મહોપાધ્યાય મહારાજના દર્શનનો લાભ કાંદેવાડીમાં બીરાજતા હતાં ત્યારે તથા શ્રી નાસીકમાં સહકુટુંબ ફાગણમાં પયોવૃત ઉદ્યાપન કરવા પધાર્યા હતાં ત્યારે મળ્યું છે, નાસીક-પંચવટીમાં બીરાજતા છઠ્ઠી ભુમિકાવાળા દક્ષિણી ત્રિશ્વબાવાના દર્શનનો લાભ મળ્યો છે. કચ્છ હમલાના સાધુવર્ય શ્રી દેવા સાહેબના ઘોવારાના ગાદીપતિ શ્રી મંગલરામનાં દર્શનનો લાભ થયો છે પ્રખર વકતા સચોટ દાખલા દલીલોથી સમજાવતા સ્વામી શ્રી વિદ્યાનંદ સરસ્વતીના પ્રવચનો તથા દર્શનનો અમુલ્ય લાભ મળ્યો છે. એને આદિ સદ્ગુરૂ કૃપાથી અવાર નવાર મહાન પુરૂષોનો સંયોગવસાત લાભ પુણ્ય ક્ષેત્રમાં લઇ રહ્યાં છે. પુજ્ય ગુરૂ મહારાજ વિમળાદેવીના કૃપાથી પુજ્ય સાધ્વીઓના દર્શન તથા શ્રવણનો લાભ મળ્યો છે તેની ટુંકમાં યાદી.

વૈજનાથમાં આનંદીબાઇ, પુજ્ય સખામહારાજ પુજ યોગીની રત્નાગીરી માતાજી પુજ્ય ગઢશીશાવાળા કલ્યાણીદેવી પુજ્ય નેત્રાવાળા પંડિતા નાનબાઇ ગુરૂ ભકત શીવબાલા કચ્છ મંજલમાં બીરાજતા સાધ્વી મયાજી શ્રી ક્ષેત્ર ત્ર્યંબકેશ્વરમાં બીરાજતા ગંગાસ્વરૂપ સાધ્વી રામાબાઇ આદિ સુજ્ઞોના દર્શન શ્રવણનો લાભ સંયોગવસાત થયો છે.

## યાત્રા પ્રસંગ પ્રથમ.

શ્રીમતી મનિષા દેવીની ૧૬ વર્ષની અવસ્થા હતી ત્યારે સ્વજાતી સત્સંગ મંડળી સાથે શ્રીબદ્રીનારાયણ વૃજભૂમિ, શ્રીદ્વારિકા-બેટ, શ્રી ડાકોરજી વિગેરે યાત્રાઓનો લાભ થયો તેમા જે તીર્થ સ્થળોમાં જાતાં ત્યાં સંતપુરૂષોની ખાસ પુછા કરી તેમના દર્શનનો લાભ લેતા હતા. પુર્વના પુણ્ય હોવાથી મહાત્માઓ, બ્રાહ્મણો ઉપર સદ્ભાવના થાય સહેજ સ્વાભાવિક છે, આર્થીક સ્થિતિ વિશેષપણામાં ન હોવા છતાં પણ તેમનો હ્રદયભાવ ઉદાર હોતા યથા શકિત સમયાનુસાર શુભ માર્ગની તક ભુલતા નથી કેમકે ઇશ્વર કૃપાથી અન્ન વસ્ત્રનો આશ્રય પોતાની સાધારણ વર્તનથી સ્વતંત્ર છે.

## યાત્રા પ્રસંગ બીજો.

શ્રી પંઢરપુર વિઠ્ઠલનાથ તેમના સ્વસુર સાથે તથા સૌભાગ્યવતી પાર્વતીબાઇ તથા સતસંગી બેનો શ્રીમતી ભગવતી લક્ષ્મીબાઇ શ્રીમતી ગંગાબ્હેન શ્રીમતિ ભકિતબ્હેન સાથે શ્રી રામેશ્વર, શ્રી જગન્નાથ, વૃજભુમિ, વેજનાથ, હરિદ્વાર આદિ * નવદ્વિપ વિગેરે યાત્રાઓમાં ત્યાં પણ સત્સંગનો લાભ મળ્યું છે.

શ્રીમતી મનિષાદેવી તરફથી નીચે લખવા પ્રમાણે પુસ્તકો વિના મુલ્યથી જીજ્ઞાસુઓને આપવામાં આવ્યા છે.

૧ હ્રદય પુષ્પાંજલી, બ્રહ્મનિષ્ટ પૂજ્ય સદ્ગુરૂશ્રી વિમળાદેવીના સ્મર્ણાર્થે નકલ ૧૦૦૦) એક હજાર મુમુક્ષુઓને આપવામાં આવ્યાં છે.

૨ સંગીત ગીતા પૂજ્ય સદ્ગુરૂ શ્રી વિમળાદેવી રચીત બીજી આવૃતિ પ્રત ૧૦૦૦) એક હજાર પૂજ્ય ભગવતી સ્વર્ગસ્થ

---

* ચૈતન્ય મહાપ્રભુ-ગૌરાંગ પ્રભુની જન્મભુમિ.

ગુરૂ ભકત માતુશ્રી મમીબાઇ સ્મર્ણાર્થે મુમુક્ષુઓને ભેટ આપવામાં આવ્યાં છે.

૩ ગુરૂ સ્તવનમાળા, નકલો ૨૦૦૦) બે હજાર જીજ્ઞાસુઓને વિના મુલ્ય આપવામાં આવે છે.

## શ્રીમતી મનિષાદેવીને અશકિતની બીમારી.

સંવત ૧૯૯૬ માઘ સુદ ૨-૩ નો હું નાસીક પંચવટી શ્રીયુત શામજીભાઇ વાગજી ભેગો તેમનાં ભગવતી માતુશ્રી નાનબાઇની ઉત્ત ક્રિયાની શાસ્ત્રોકત વિધિઅનુસાર વ્યવસ્થા કરવા સારૂં ગયો હતો. તે પ્રસંગે પૂજ્ય સદ્દગુરૂ શ્રી વિમળાદેવીના આશ્રમમાં શાંતી દેવી પાસે દર્શન કરવા ગયો અને શ્રીમતી મનિષાદેવીના સ્થુલ શરીરને અતિ અશકિત હોવાથી તેમના નાનીમા મીઠાબાઇ ત્થા નારાયણજી ત્થા હીરજી સપત્નિક આવેલ હતા તે પણ ત્યાં હાજર હતાં ત્યારે ગયો અને શ્રીમતી મનિષાદેવીને બીમારી અસાધ્ય થવા લાગી. બધે સંબંધીઓ શોકાતુર હતાં અને શોકના અશ્રુ શ્રાવ કરી રહ્યા હતાં, આશ્યા મુકી બેઠા હતા અને મૃત્યુ દેવના પંજામાં સપડેલા હતાં, અને સ્થુલ શરીર તદન અશકત હતો ત્યારે વૈદ્યરાજને બોલાવ્યાં તેમણે કહ્યું કે ઉર્ધ્વ વાયુનો પ્રકોપ છે તે ઉર્ધ્વ ગતીમાં જાય છે જેથી એવી સ્થિતિ છે. વૈદ્યરાજને યોગમાર્ગની ખબર હોવાથી એમ કહ્યું જે સ્થુલ શરીર અશકત છે તેથી હું ઔષધ આપું છું તેનો ઉપચાર કરો.

પરંતુ શ્રીમતી મનિષાદેવીની ગુરૂ ભકિત તથા આત્મભાવ બળવાન હતો જેથી અશકિતને ગણકારતા નહિ, અને આત્મનિષ્ટાની કસોટીએ હતા જેથી મરણ સમયનો બીલકુલ ભય હતોજ નહિ અને આનંદ-મય ભાવ અને સદ્દબોધના વચનામૃત ચાલુ ઓંકારનો નાદ તેની

દત્રની અને નિરમલ સ્વભાવની વૃતિઓના ભાવ પ્રત્યક્ષ થતાં હતાં અને તે વખત અલૌકીક હતો. દૈવી જીવની મરણ વખતે આવી સ્થિતિ જોઇ મને પરમ આનંદ થતો હતો, પ્રભુ કૃપા પાસે કાંઇ દુર્લભ નથી. સંબંધીઓને ધીરજ આપવી અને પ્રભુમાં વૃતિ રાખવી, મરણ સમય પ્રભુમય સ્મૃતિ રહેવી કઠણ છે, પરંતુ ગુરૂ કૃપા અને આત્મનિષ્ટાની ખબર અંત કાલ વખતે પડે છે. શુદ્ધ સંકલ્પ શું કામ કરે છે તેની મને ખાત્રી થઈ છે. ઇશ્વરની ઇચ્છા બળવાન હોવાથી પ્રભુ ભજન માટે આયુષ્ય હોતા સ્થુલ શરીર સુધારા પર આવી ગયો હતો. જો કે પાંચ વખત શ્વાસ ગતી માટે થયો હતો પરંતુ ઉર્ધ્વ ગતીમાંથી શ્વાસ સ્વસ્થાને આવેલ હતો એમ જોયું અને સંબંધીઓના મુખથી સાંભળ્યું. ત્યારે સંપૂર્ણ વિશ્વાસ આવી ગયો. જે સતસંગ સેવા નિષ્ફળ જાતી નથી. સદગુરૂ શરણમાં જે યોગનો અભ્યાસ કરેલો હતો તેની પૂર્ણ ખાત્રી થતી હતી. સ્મરણ શક્તિ અલૌકીક હતી. જરાપણ મૃત્યુનો ભય નહતો, અને સ્નેહની ફાંસ અને આશકતપણું નહતું, મમતાનો છેદન થયું હતું.

પ્રભુ પાસે મારી નમ્રતા પૂર્વક પ્રાર્થના છે કે આ સાત્વીક જીવ પ્રભુમાં રહી શ્રેય માર્ગની ઉન્નતિ કરી છે અને હંમેશાં સન્માર્ગમાં વૃતિ રહે એજ મારી અભિલાષા છે. બાલઅવસ્થાથી આટલી મુદત પર્યંત જે સ્થિતિ જોઉં છું તેમાં ઉત્તરોત્તર વૃદ્ધિ જોવામાં આવે છે અને તે પ્રભુ ટકાવી રાખે એજ મારી પ્રભુ પાસે વિનંતી છે.

લી૦,

પંડિત દયારામ રત્નસિંહ શર્મા.

શ્રી ગુરૂભ્યો નમઃ

# શ્રીમતિ મનિષાદેવીની ગુરૂ બહેન તરફથી લેખીત ઉદ્દગારો.

શ્રીમતી મનિષાદેવીનું જીવન વૃતાંત સંક્ષેપથી પ્રસિધ્ધ પ્રભુ પ્રેરણાથી થાય છે.

પૂજ્ય સદ્દગુરૂ શ્રી આશ્રિત વ્યક્તિનું જીવન વૃતાંત સંક્ષેપ સૂચના.

કચ્છ, માંડવીના રહેવાસી રઘુવંશીય લોહાણા ઠા. નારાયણજી નરસિંહની પુત્રી બચુબાઇ (શ્રીમતી મનિષાદેવી)ની અવસ્થા દોઢ વર્ષની થવા આવીને તેમના પિતાશ્રી સ્વર્ગસ્થ થયાં. ત્યારબાદ એમના મોસાળ જે કલ્યાણજી સુંદરજી તેમના પુત્રો ત્રણ તેમાં મોટા પુત્ર મોનજી દેવલોક પામ્યા બાદ ચિરંજીવી પુત્ર નારાયણજીભાઇ ચીરંજીવી પુત્ર હીરજીભાઇ તેમના ઘેર એમના માતુશ્રી મમીબાઇ પોતાને માવીત્રે રહ્યાં કેમકે તેમની પુત્રી એક મમીબાઇ હતાં ત્યોનો કુટુંબ દૈવીબુદ્ધિનો હોવાથી ભકિતમાર્ગનાં સંસ્કારો રહેતા હતા જેથી એમના માતુશ્રી મમીબાઇ પ્રભુ માર્ગના જીજ્ઞાસુ હતા ત્યારે અન્નોદકથી સૌ જબલપુર રહેતા હતા. બચુબાઇ (શ્રીમતી મનિષાદેવી)એ ત્રણ હિંદી ભાષાના પુસ્તકોનો અભ્યાસ કર્યો હતો. એક પુસ્તક ગુજરાતી બચુબાઇ બાળ અવસ્થામાં હતાં ત્યારે પણ ભકિતમાર્ગના શુભ સંસ્કારોના અંકુર હ્રદયમાં હતાં. અને તેર વર્ષની અવસ્થામાં એમના નાનીમા મીઠાબાઇ જબલપુરમાં સંત સાધુઓને ભોજન સામગ્રી આપવા જાય ત્યારે બચુબાઇને પણ સાથે તેડી જાય ત્યારે બચુબાઇ સાધુઓ પાસે જે પ્રભુની મૂર્તિ હોય તેના દર્શન કરે અને માગણી

કરે કે મને પણ એવી શ્રી બાળ કૃષ્ણની મૂર્તી અપાવો તો હું પણ પ્રભુની પૂજા કરૂં ત્યારે બચુબાઇના નાનીમા મીઠાબાઇ કહે કે હજી તને વ્યવહાર કરવું છે. હમણા પુજા અર્ચન કેમ થાય? ઘરમાં જે શ્રી સત્યનારાયણ દેવની પુજા અર્ચન કરો છો તે પણ પ્રભુ છે એમ કહી બચુબાઇને સમજાવી ઘેર તેડી આવતા પણ પ્રભુમાં પ્રેમ તેના દર્શન નો ભાવ પ્રથમથીજ હતો તે વખતે બચુબાઇના સગપણની વાતો ચાલતી હતી ત્યારે મીઠામાએ એક ભુદેવ જે અનુષ્ટાની તથા જ્યોતિષ શાસ્ત્ર તથા સામુદ્રીક શાસ્ત્રનો જ્ઞાતા હતો તેને હસ્તરેખા બતાવી જોતાં ભુદેવે કહ્યું કે બચુબાઇને સંસારીક સુખ અલપ છે પરંતુ પ્રભુ પરાયણ અને ભકિતમાર્ગમાં વધારે સુખ થાશે અને રોટલે દુઃખી થાશે નહિ. એ સાંભળી મીઠામાને ચિંતા પેડી પણ તેનો ચિંતવન મુકી દીધું કે જે ભાવિમાં હશે તેમ થાશે, કચ્છ કોટડી માહદેવપુરીના રહેવાસી ઠા. શામજી લાલજી જે મુંબઇમાં રહેતા હતા તેના પુત્ર ચિરંજીવી એકજ હતા અને તેનું નામ વેલજી હતું અને તે પણ દૈવી જીવ હતા તેના સાથે બચુબાઇનો લગન થયું અને અવસ્થા વર્ષ ૩૨ની હતી ત્યો ત્રીજી વારના તેમના લગન હતાં અને તેનું સ્વભાવ ઉદાર હતું તેમના સાથે અને ઘરમાં પણ અનુકુળતા હતી પરંતુ રૂણાનું બંધન પુર્ણ થતાં ઇશ્વર ઇચ્છાથી દોઢ વર્ષમાં પતિ સ્વર્ગવાસી થયાં હતાં ત્યો જબલપુર પંદર દિવસ માટે ગયાં હતાં કારણ કે ત્યાં બચુબાઇના માવિત્ર કલ્યાણજી સુંદરજી રહેતાં હતાં ત્યાં દૈવ ઇચ્છાથી તાવની બીમારીનો નીમીત થયો. ઔષધો પચાર–ડાકટર–વૈદ્ય વિગેરે ઉપચારો કર્યા પણ ભાવી આગળ કોનું ચાલતું નથી તેમજ ત્રુટીની બુટી ન હોવાથી ત્યાંજ રામ શરણ પામ્યાં. બચુબાઇ તથા તેમનો સસરો મુંબઇમાં હતાં અને તેમની અવસ્થા વર્ષ ૮૦ ની હતી અને બચુબાઇને વૈધવ્ય દિશા થઇ તેમનો હૃદય પ્રભુ ભજન માટે ઇચ્છા ધરાવા લાગ્યા. કુદરતની ગતી પાસે સૌ નિરઉપાય થવા લાગ્યા બચુબાઈ નાની વયના એકજ પુત્રી હોતાં.

માવીત્ર પક્ષ તથા મોસાળ પક્ષ ત્થા શ્વસુર પક્ષમાં વ્યવહારીક કારણથી બધાને ગણો આઘાત થયો હતો. સસરાના અનુમતીથી પતિના આત્મ કલ્યાણ અર્થે શ્રી મદ્ ભાગવત સપ્તાહ આદિ શુભ કાર્યો તુરત કર્યા હતાં.

પુર્વના બહુજ પુણ્ય હતાં જેથી સંબંધીઓની સાહેતાથી પ્રભુ ભજનમાં અનુમતી થવા લાગી.

દૈવી જીવના શુભ માર્ગના સંસ્કાર હોવાથી પ્રભુ માર્ગમાં બધે જીવોના પૂર્વના પ્રારબ્ધ સંસ્કાર સરખા હોતા નથી. કોઇને ઘણા પ્રતિબંધનાં વિઘ્નો નડે છે, અને કોઇને શ્રેય માર્ગમાં પ્રભુ દયાથી સાનુકુલ સંયોગો મલી શકે છે જેથી બચુબાઈના સાસરે કહ્યું કે ઘરમાં બેસી પ્રભુ ભજન કરો અને બચુબાઇ પણ વડીલ સસરાને પૂજ્ય તીર્થ સ્વરૂપ સમજીને સેવા કરતા બાકીનો સમય પ્રભુ ભજનમાં જતો સાધારણ જપ, તપ, વ્રત, દાન આદિ પ્રભુ ઇચ્છાથી કરતા. તે સમય બચુબાઇના માતાજી મમીબાઇએ શ્રી બાલકૃષ્ણની મૂર્તિ તથા બૃહતસ્ત્રોનો ગુટકો શ્રીમદ્ ભાગવત, શ્રીમદ ગીતાજી આદિનો અભ્યાસ ચાલુ રાખ્યો હતો અને બચુબાઇની અવસ્થા વર્ષ ૧૬ ની હતી ત્યારે શ્રી બદ્રીનારાયણ આદિ યાત્રાનો પ્રસંગ બન્યો, પૂજ્ય પોતાના સસરાની અનુમતી હોવાથી અને સારો સંઘ સંબંધી વર્ગ તથા પાડોશી વર્ગ જાતા હતા, તેના સાથે બચુબાઈને તેમના સસરાએ મોકલી હતી.

બચુબાઇએ કીધું કે તમો તીર્થરૂપ છો તેને મુકી કેમ જાઉં પરંતુ સસરાનું અતિ આગ્રહ હોવાથી બચુબાઇને યાત્રાએ જવું પડયું હતું. બચુબાઇનો સસરો બચુબાઇને પ્રભુ માર્ગમાં સાહેભુત હતા. બચુબાઇની શારીરીક પ્રકૃતિ અનુકુળ હોવાથી તે પગે ચાલી યાત્રાએ ગયા હતા આજુબાજુના પવિત્ર સ્થળો તથા વૃજ ભૂમિ આદિ તીર્થોમાં સંત મહાત્માના દર્શન થતાં અને સમય અનુસાર

સતસંગનો પણુ લાભ મળતો. આનંદના દિવસોને જાતાં શું વાર લાગે. યાત્રાની અવધી પુર્ણ થતાં પાછા ઘેર આવ્યાં. પરંતુ પુર્વના અથાગ પુણ્ય ઉદય થવાથી પુજ્ય પાદ્ય સાધ્વી શ્રી વિમળાદેવી શ્રી મુંબાઇ પધાર્યાના સમાચાર સાંભળ્યા અને પ્રથમ પુજ્યપાદ્ય વિમળા-દેવીનો સમાગમ મને થયો હતો તેના અનુભવની વાતો મેં શ્રીમતી બચુબાઇ પાસે કરી હતી જેથી બચુબાઈ સમુહ સાથે દેવી શ્રીના દર્શન કરવા ગયાં પરંતુ બચુબાઇના હૃદયમાં દર્શન વડે શુધ્ધ ભાવની અલોકીકતા પ્રગટી હા ! હા ! બ્રહ્મસ્વરૂપ ઇશ્વર અવતારી મહાન ભવ્ય દિવ્યમૂર્તિ અપરોક્ષ અનુભવ વિજ્ઞાતા સ્વજાતી સંગ આત્મનિષ્ટ એને આદિ અનેક સદ્ગુણ કૃત જાણી પૂર્વના શુભ માર્ગના અદ્રષ્ટ સંસ્કારો ત્યોશ્રીના સાથેજ તેના હોઇ એના એવું એના હૃદયમાં જે ભાસ થયો તે તેનું હૃદય જાણે તેનું બાળવયનું વૈરાગ્ય તથા વિધવાપણું અને પ્રભુ માટે તાલાવેલી બુદ્ધિમાં વિવેક-વાળી શ્રદ્ધા, ઉત્સાહ ને નિર્મળ સ્વભાવ કોમળ હૃદયમાં અતિ જીજ્ઞાસા જંખનાવાળી જોઇ પરમ કૃપાળુ પૂજ્યશ્રી કરૂણા દ્રષ્ટિ કરી ટુંકમાં બચુબાઇની જીવન વ્યવસ્થા પુછી તેના હૃદયનો શુભ હેતુ જાણી દીક્ષા શુભ શિક્ષણ સાધનક્રમ બતાવ્યો હાસઃ હવે શાંતી પ્રદ નિરભય સુરક્ષિત શરણુ પ્રાપ્ત થયો. ભવસાગરમાં બુડતાની બાહ્ય ગ્રહણ કરવા કર્ણધાર શ્રોત્રીય બ્રહ્મનિષ્ટ પરમ પુજ્ય શ્રી સદ્ગુરૂ વર્યના આશ્રિત થયાં અને ત્યોના માતુશ્રી મમીબાઇ પણ તે સમયમાં પુજ્યશ્રીના આશ્રિત થયાં, પુજ્યશ્રી જેટલી મુદત મુંબઇમાં બીરાજતા હતાં ત્યારે તેના સાનિધ્યમાં સત્સંગ સેવાનો લાભ ગણી નિવૃતિથી લઈ શકતા. કેમકે ઘરમાં પ્રતિબંધનની પ્રવૃતિ હતી નહિ પુજ્ય દેવીશ્રી જ્યારે શ્રી નાસીક પધાર્યાં ત્યારે બચુબાઇને વિરહ અવસ્થાનો આઘાત થયો તથા અશ્રુધારા થઈ કોરો કાગળ હોવાથી પ્રથમ પ્રીતિના કારણે સુકોમળ હૃદયમાં અતિ આઘાત થયો. પોતાના જીવનમાં શ્રી ગુરૂનો એકજ અવલંબન અંતરનો હતો અને શ્રી ગુરૂના અતિ અનુગ્રહ

પાત્ર થયાં હતા. તે ગુરૂ શિષ્યના અરસપરસના વર્તનથી જાણી શકાતું હતું અને સદ ઉપદેશના વચનામ્રતના પત્રો વાત્સલ ભાવથી અવાર નવાર આવતા તેમાં જાગૃતિનો બોધ આવતું હતું. તેમના સસરાની વિઠુલનાથ યાત્રા જાવાની ઉત્કંઠા થવાથી સાથે બચુબાઇને પણ તેડી ગયા હતાં. ત્યાં શ્રી વિઠુલ નાથજીના દર્શન તથા ચંદ્રભાગામાં સ્નાના આદિ શુભ કાર્યો કર્યાં હતાં, તે જાણે પુણ્ય ભૂમિમાં પ્રભુ પાસે રજા લેવા ગયા હોય ને તે પ્રમાણે શ્રાવણ માસ શ્રી કૃષ્ણની જન્મઅષ્ટમીના રાત્રે ચાર વાગે બચુબાઇને સાસરે કીધું કે હમણાં વડગાદી પર શ્રી દ્વારિકાનાથજીના મંગળાના દર્શન થાય છે તે માળામાંથી બાઇઓ જાય છે, તેના ભેગા જાઓ. બચુબાઇએ સસરાનો અંત કાલ સમય જોઇ શ્રીમદ ભગવત ગીતા આદિ પંચ રત્નોની પાઠ કરી અને શ્રી તુલસીદલ શ્રી ગંગાજી સસરાને આપ્યું અને બચુબાઇએ કીધું કે મારો જીવન આધાર પ્રભુ છે, અને તમે પણ પ્રભુમાં ચિંતવન કર્યું છે અને કરો તે પ્રાતઃકાળમાં સાત વાગે શ્રી વિઠુલ સ્વરૂપમાં સદાને માટે વિરામ્યા. પંદર દિવસની તાવ વિગેરેની બીમારી હતી. સસરાની અનુમતી હતી તે મુજબ શ્રીમદ ભાગવત સપ્તાહ વિગેરે પુણ્ય કાર્યો યથાયોગ્ય કરાવવામાં આવ્યા હતા. યત્કીંચીત સસુરપક્ષ તો તે પ્રભુ ઇચ્છાથી લેણદેણનો સંબંધ પૂર્ણ થયો. બસ હવે તો બચુબાઇને તિવ્ર ઇચ્છા એજ થઇ કે શ્રી ગુરૂદેવના સાનિધ્યમાં રહેવું અને ઉપદેશ તથા સત સંગનો સેવાનો લાભ બનતા પ્રયત્ને લેવું, અને શ્રી ગુરૂદેવથી વિખુટા નજ રહેવું એજ ઇચ્છાની ઉત્કંઠાજ અભિલાષા હતી પરંતુ શ્રી સદ્‌ગુરૂ સમાગમ અને ભકિતમાર્ગ દુર્લભ છે. એમ પરંપરા સૌ સજ્જનોના ઉદ્‌ગાર સાંભળ્યાં છે.

શાસ્ત્રોમાં પણ પ્રમાણ છે, પ્રભુ પદને પામવું એ ખેલ ખાંડાધાર છે. તે શબ્દોનું અનુભવનો સમય બચુબાઇને આરંભ થયો. શ્રી નાસીક પંચવટીમાં શ્રી ગુરૂદેવના સાનિધ્યમાં રહેવાને મા દીકરીને અતિ

હ્રદયની ખેંચ હતી પરંતુ અન્ય સંબંધી વર્ગની તેમાં અનુમતી ન હતી જેથી પ્રતિકુળતાના સંયોગોની કસોટી ચાલુ થઈ. પ્રભુ ભકિતમાં વિઘ્નો આવે તે તો ભકતોનાં ભુષણ છે. એમ સમજીને ધીરજ રાખતાં છતાં અંતરમાં આર્ત પ્રાર્થના પ્રભુ પ્રત્યે કરતા કારણ કે જીવનમાં એકજ પ્રકારનું સ્થાયી પ્રસંગ રહેતો નથી સંબંધી વર્ગનો સંકેત એજ કે ઘરમાં બેસીને પ્રભુનો ભજન કરો તેમાં અમો ખુશી છીએ પણ બહારગામ એકલા જાવું નહિ. જીવન કાળમાં જુદા જુદા સમયમાં જે અનુકુલો પ્રતિકુલતાના સંયોગો તથા વિયોગોમાં જે હૃદયમાં પરિવર્તન થયો હોય તેમાં શું અનુભવ્યું હશે તે તો તેમનું હૃદય જ જાણે. પરંતુ આ તો સંક્ષેપ્ત દિગ્દર્શન છે. અને હ્રદયમાં શું થતું હશે તે તો પ્રભુ અંતરાત્મા જાણે અસ્તુ.

પૂજ્યશ્રીના ભાવિક શિષ્ય વર્ગો મુંબઇમાં હતાં જેથી અવાર નવાર પુજ્યશ્રી મુંબઇ પધારતા હતા. નિસ્પૃહી, કૃપા સિંધુ. મહાસ્થિત પ્રજ્ઞ યોગીવર્ય શ્રેય માર્ગના હિતેચ્છુ નિરહેતુ લાગણીથી આધ્યાત્મીક સદ્ઉપદેશની જાગૃતિ આપતાં તેમના માતુશ્રી પુજ્યશ્રીનું શરણુ ઇષ્ટ દેવમાની હ્રદયપુર્વક સ્વીકાર્યું હતું જેથી ગુરૂ સમાગમમાં ત્યોને ગણી સાહેતા હતી.

સંબંધી વર્ગનો વિચાર એક સ્થાઇ રૂપમાં ન રહ્યું પરંતુ મા દીકરીનો એજ આરૂઢ વિચાર કે જવું તો શ્રી ગુરૂદેવના સાનિધ્યમાં અને અન્ય ઠેકાણે આવ્યા જાવાની રૂચી નહતી.

બચુબાઇના માતુશ્રી મમીબાઇ બીમાર થયાં. સંબંધી વર્ગમાં પ્રભુએ પ્રેરણા કરીને કહ્યું કે તમો બને મા દીકરી ખુશીથી તમ્મારા ગુરૂ દેવ પાસે જાઓ પરંતુ ચાર–છ માસ મુદતે પાછા આવી જાજો.

બચુબાઇએ પોતાના જીવનમાં શ્રી સદ્‌ગુરૂનો સમાગમ અતિ પ્રીય પણું માન્યું છે તેની સાનુકુળતાનો પ્રસંગ આવ્યાથી શું આનંદ થયો હશે આહા! તે તેનુંજ હૃદય જાણે. શબ્દરૂપમાં વ્યકત ન થવાથી અન્યન્ય ગુરૂભકતો અનુભવિ હશે તે જાણે. અને પૂજ્ય શ્રીની પણ એજ આજ્ઞા હતી કે સંબંધીઓ રાજીખુશીથી રજા આપે ત્યારેજ ખુશીથી આવવું પછી અવાર નવાર શ્રી નાસીક જઈ શ્રી ગુરૂદેવ પાસે સાંનિધ્ય લાભ મેળવી શકતા. મા દીકરીની અન્યન્ય ગુરૂ પ્રત્યે પ્રીતીને શ્રદ્ધાની ટેક જોઇને તેમના સંબંધી વર્ગની પૂજ્ય શ્રી પ્રત્યે શ્રદ્ધા થઇ અને મુંબઈમાં બચુબાઇની ઝુંપડીમાં દેવીશ્રી પધાર્યા. મોક્ષદાતાગુરૂ પધાર્યાથી બચુબાઇનું હૃદય *અષ્ટ સાત્વીક ભાવ થતું અને પૂજ્ય શ્રીનો પણ અંતરનો હાર્દીક વિચાર હતો કે આ હૃદયમાં જે શુભ માર્ગના સદ્‌ઉપદેશ આદિ હશે તે દીપી નીકલશે. પુર્વના પુણ્ય ઉદય થવાથી અને ગુરૂદેવની અનહદ કૃપાથી પછી મા દીકરીનું શ્રી નાસીક પંચવટીમાં પુજ્યશ્રી સાનિધ્યમાં રહેવાનું યોગ બન્યું.

આત્મ સ્વરૂપમાં નિમગ્ન ચંદ્રમાની જેમ શિતલ સ્વભાવવાળા સૂર્યના જેમ પ્રકાશ હૃદયવાળા સમુદ્ર જેવા ગંભીરતાવાળા, લક્ષવૃતિમાં અનુંસંધાનવાળા, મુમુક્ષુજનના મોક્ષના માર્ગદર્શક સત્ય વકતા, સત્વગુણી, સંયમી એવા મહાન ઉન્નત આત્મા મહાન પુરૂષોનો અવતીર્ણય પરહીત કારણુજ હોય છે. શ્રી સદ્‌ગુરૂના સાનિધ્યમાં રહી શ્રવણુ, ભજન, સેવાનો અનેક પ્રકારે અમુલ્ય લાભ નિત્ય નવીન

---

* स्तंभः स्वदोऽथ रोमांचः स्वर भंगोऽथ वेपथुः ।
वैवर्ण्य मश्रु प्रलय मित्यष्टौ सान्त्विका मताः ॥ ॥

* અર્થઃ—ડુંભો ભરાઇ આવવો, પ્રસ્વેદ થવો, વર્ણોચ્ચારનો ભંગ થવો, કંપવું, નિસ્તેજીતપણું થવું તથા અશ્રુનો પ્રવાહ ચાલવો, આ આઠ સાત્વિક કહેવાય છે.

અલૌકીક આનંદમાં જીવન વ્યતીત કરતા અને શ્રી ગુરૂ દેવની આજ્ઞાથી શ્રીમતિ મનિષાદેવીએ છ માસ. નીમક ન ખાધુ, રવીવારના નિરજળા અપવાસ, બે માસ પયપાન કર્યું, ચાર માસ અખંડ મૌનવૃત સાથે સાત્વીક એક વખત ભોજન. બારમાસ મિષ્ટાન વર્જીત, સ્વપાકી ભોજનનો ક્રમ હતો એને આદિ કઠણ પ્રતિજ્ઞાઓ જે ગુરૂ મહારાજની થાતી તે ખુશીથી પાળતા હતાં. શ્રીમતી મનિષાદેવીનું સાત્વીક અહાર, સાધા સ્વદેશી વસ્રો, સાત્વીક જીવો સાથે સંસર્ગ, રૂદેવની આજ્ઞા મુજબ સાધન ક્રમનો અભ્યાસ કરાવતા, પંચીકરણ, વિચારસાગર, પ્રશ્નોત્તરમાળા, ઇત્યાદિ ભકિત માર્ગદર્શક પુસ્તકોનું અવલોકન કરાવતા, વિશુદ્ધ પ્રેમ ભક્તિમાં વૃતિભાવમય થવાથી શ્રવણ ભજનમાં નેત્રોમાં અશ્રુધારા વહેતી. પ્રભુના પ્રેમથી હૃદય ગલીત થાય તેથી મલીન વાસના તથા પાપના આવરણ દુર થાય છે. અંતઃકરણ નિર્મળ થાય છે જેથી અલૌકીક આકર્ષણ શકિતથી પ્રાણનું ખેંચાણ થાય, પ્રેમ શબ્દ બોલવામાં સહેલા પરંતુ અંતરમાં પ્રભુને ઓળખવા વિશુદ્ધ ગુઢાર્થ તત્વોનું મહત્વ જાણવું અતિ કઠીણ છે. સાચુ પ્રભુમાં પ્રેમ અતિશે દુર્લભ છે ઇશ્વર કૃપાથી પ્રગટે છે ઇશ્વરને ઓળખવા માટે એક પ્રકારનો માર્ગ નથી. શાસ્રોમાં અનેક પ્રકારનાં માર્ગ બતાવ્યાં છે. તેમાં જેને જે ગુરૂ મલે અને માર્ગ બતાવે તેને તે શ્રેયરૂપ સમજી ગુરૂ આંજ્ઞાથી સાધવું. નાસ્તિકો તર્કવિતક કરે એ સ્વભાવીક છે અને સજ્જનો પ્રભુ ભકતો સાર ગ્રાહી થાય તે પણ સ્વભાવિક છે. મા દાકરીની ગુરૂ ભકિતમાં અન્યન્ય પ્રેમ નિષ્ટા કર્તવ્યતા મુખ્ય મનુષ્ય જન્મનુ સાર્થકતા છે શ્રી ઇષ્ટદેવના ચર્ણમાંજ માન્ય હતું, ત્યોનું કોમળ હૃદયમાં જે આધીનતાને નિમંળ સ્વભાવ, વાણીની મધુરતા આદિ શુભ લક્ષણો હોવાથી શ્રી ગુરૂ દેવનાં વાત્સલ ભાવમાં સદા પૂર્ણ અનુકંપાના પાત્ર રહયાં. બાળવયથી સદ ગુરૂનો શરણ પ્રાપ્ત થયો તે આજ દિવસ સુધી શ્રી સદગુરૂના સ્વરૂપમાં શ્રધ્ધાભાવ

ઉત્તરોત્તર વધતો રહયો. ઈશ્વર પાસે તેમની એજ પ્રાર્થના હતી. શ્રી સદ્દગુરૂ શરણમાં રહેવું ને જીંદગીના દિવસો ગુરૂ સેવામાં વિતીત કરવા. ગુરૂની છેવટની વિદેહ સ્થિતિ સુધી દર્શન–સેવાનો લાભ મળ્યો દશ વર્ષ સુધી પરીચયમાં હતા. શાસ્ત્રોમાં જે મહા પુરૂષોના વચનામૃતો છે કે સદગુરૂ સમાગમ દુર્લભ હોય છે. તે સદાને માટે દુર્લભ થયો. હે કુદરત ! હે દૈવ ! તારી ઇચ્છા બળવાન, અગમ દેશના શ્રી ગુરૂ દેવવાસી થયાં. નિજ સ્વરૂપમાં સ્વસ્વરૂપમાં અવસ્થાન થઈ ગયાં. વિમળ સ્વરૂપ કૈવલ્યરૂપે વ્યાપક સ્વરૂપમાં રહયાં. જીવન મુકત થઇને વિદેહ મુકત થયાં. સજાતી સંગમાં પૂજ્ય શ્રી જીવન રૂપજ હતાં. પરંતુ બચુબાઇ તો જીવનરૂપ જાણી જીવનનો અમુલ્ય લાભ લીધો. આ તો સંક્ષેપ દિગ્દર્શન છે. બચુબાઈના માતુશ્રી ગુરૂ ભકત મમીબાઇ શેષ પ્રારબ્ધ જાણે શ્રી સદ્દગુરૂ સાથેજ પુરા થયા હોય અને તેમ સ્થુલ શરીર ધીરે ધીરે ક્ષીણ થતો ગયો તે બે માસ પછી સદાને માટે શ્રી ગુરૂ સ્વરૂપમાં વિરામ્યાં. સંવત ૧૯૮૯ ભાદ્રવા વદ ૫ સોમવારના દીવસે મમીબાઇના નિમંતે શાસ્ત્ર પ્રમાણે આત્મ કલ્યાણ કરવા માટે તેમના સ્વસુર પક્ષમાં સંતોષ હોવાથી ઉત્તર ક્રિયા સારસ્વત બ્રાહ્મણોને બ્રહ્મભોજન તથા ઔદિચ્ય ભૂદેવોની જ્ઞાતિ ભોજન અતિથી ભોજન તેમના દ્વારા થયું હતું. તેમના માતુશ્રી મીઠાબાઈ તથા પીતા કલ્યાણજી સુંદરજી વિગેરે કુટુંબીઓની હાજરી આગળથીજ હતી અને અંતઃકાલે પણ શુભ ક્રિયા ભકિત ભાવથી કરી હતી. આકાશનો અંત નથી, પણ શકિત પ્રમાણે પક્ષીઓ ઉડે છે તેમ સર્વ સૃષ્ટિ એકજ પુજનીય હોતી નથી.

સાકરનાં નામ ગણાં છે પરંતુ રસરૂપી મધુરતા એકજ છે, તે પણ ખાવાથી રસના સ્વાદ પ્રાપ્ત થાય છે, તોજ સફળ થાય છે.

સુક્ષ્મ બુદ્ધિના વિચારો પ્રમાણ દર્શક હોય પ્રભુ ભજનમાં પ્રેમાળ હ્રદય હોવાથી તેમાં પણ અકૃતિમતા પ્રેમ આકર્ષણ છે. શ્રધ્ધાળુને મુખ્ય ઇષ્ટ કૃપામાં કશુ અસંભવિત નથી.

શ્રધ્ધાને વિશ્વાસથી સાચી અંતરની ગુરૂ ભકિત હોય તેમાં બધુ સંભવી શકે છે. બચુની સ્થિતિ શ્રી ગુરૂ કૃપાના આશિર્વાદના ફળરૂપ છે.

ભકિત ભાવના અનુભવો શિખવાથી કે જોવાથી પ્રગટ થતા નથી કેવળ સદ્ગુરૂ કૃપા અને ઇશ્વર અનુગ્રહથી અકૃતિમપણે થાય. શ્રીમતિ મનિષાદેવી સાથે મારૂં અતિ ગાઢ પરિચય હોવાથી ટુંકમાં લખાઇ જવાય છે

શ્રીમતી બચુબેને તીર્થ ક્ષેત્રમાં નિવાસ રાખ્યો છે. સતસંગી બહેનો શ્રીમતી લક્ષ્મીબાઇ વિગેરે યાત્રાઓ કરવા ગયા હતાં. ત્યાં મહાત્મા-ઓના દર્શન તથા સંત સમાગમનો લાભ લેતા હતા. પુજ્ય ગુરૂ દેવની મુખ્ય કૃપા હોવાથી પુજ સંત મહાત્માઓ પણ કૃપા દ્રષ્ટિ રાખે છે, શીલ, સંતોષ, શુભ વર્તનમાં શ્રી ગુરૂદેવની સુક્ષ્મ અનુકંપા વડે પ્રભુ ભજનમાં પ્રારબ્ધ વ્યતીત કરી રહયાં છે. પુજ્ય ઇષ્ટ દેવ પાસે મારી પ્રાર્થના છે જે તેમના જીવન પર્યંત આપના યથાર્થ સ્વ સ્વરૂપમાં જાગૃતિ છે અને કાયમ રહે. ગુરૂ ભકિતમાં અનન્ય નિષ્ટા છે ને સદાને માટે દીન પ્રતીદીન વૃદ્ધિ રહે એ શુભ ઇચ્છા છે અને બચુબાઇને વેવારીક અને પારમાર્થીક વર્તણુંકની સ્થિતિનો મને પુરતો અનુભવ હોવાથી જેથી દંભપણાની અતિશોકિત કયાં પણ કરેલ નથી ને કરવાનું હેતુ પણ શું ? ને બાળવયથી શુભ સંસ્કાર જોઇ પ્રભુ પરાયણ દેખી મને સંતોષ થવાથી વિશુધ્ધ જીવન અને શ્રી સદગુરૂ પ્રત્યે કેવળ અનન્ય શ્રધ્ધા અને મનુષ્ય જન્મની

સાર્થકતા પ્રભુ પરાયણુ કરી રહયાં છે. સંક્ષેપમાં સારરૂપ લખેલ છે. મારામાં વિદ્વતા કે શબ્દાર્થ જ્ઞાન પુરતો ન હોવાથી લખવામાં ભુલચુક આવી હશે તે હંશક્ષીર ન્યાયથી સુસજ્જનોની દ્રષ્ટિથી અર્થરૂપ લક્ષમાં રહે એ સ્વભાવિક છે. અસ્તુ.

લી૦

પૂજ્યપાદ્ય સદ્ગુરૂ શ્રી વિમળાદેવીના
દાસનુ દાસના ચરણુરજ સેવિકા,
**ગુરૂ બ્હેન શ્રી ભગવતી ગંગાસ્વરૂપ**
**લક્ષ્મીબાઇનાં જય ગુરૂદેવ.**

**કચ્છ, સુમરી, રોહા.**



ૐ પુજ્ય બ્રહ્મ સ્વરૂપ સદગુરૂ



શ્રી વિમળાદેવી નમઃ







શ્રી સદગુરૂ ચર્ણોપાસક.



શ્રી સદગુરૂની રૂણા મનીષા દેવી.



શ્રી પરમાત્માને નમઃ

મંગલાચર્ણ

# શ્રી સદ્દગુરૂ મહિમા.

गुरुर्ब्रह्मा गुरुर्विष्णु गुरुर्देव महेश्वरम् ।।
गुरु रेव परंब्रह्म तस्मै गुरुवे नमः ।। १ ।।

આદિ સૃષ્ટિ કર્ત્તા શ્રી બ્રહ્માજી ગુરૂ છે.
સૃષ્ટિ પાલક શ્રી વિષ્ણુ ભગવાન ગુરૂ છે.
સૃષ્ટિ પ્રલય કર્ત્તાશ્રી મહાદેવજી ગુરૂ છે.
પરબ્રહ્મ સ્વરૂપ શ્રી સદ્દગુરૂને હું નમસ્કાર કરૂં છું.

देव किन्नर गन्धर्व पितरो यक्ष चारणा ।
मुनयोपि न जानति गुरु शुश्रुषणेविधिम् ।। २ ।।

દેવ, કિન્નર, ગંધર્વ, પિત્તાર, યક્ષ, ચારણ મુનિઓ પણ સદ્દગુરૂના મહિમાને જાણતા નથી.

अरिमित्रं विषंपथ्यं अधर्मो धर्मतां व्रजेत् ।
त्वयी तुष्टे गुरुदेव विपर्याय विपर्यय ॥ ३ ॥

શત્રુ મિત્ર થાય છે, ઝેર ઔષધ રૂપ થાય છે, અધર્મ ધર્મ ભાવને પ્રાપ્ત થાય છે.

હે ગુરૂદેવ તમે જેના ઉપર દયા કરો છો તે અવળું હોય તે બધું સવળું થાય છે,

सर्व श्रुति शिरोरत्न, निराजित पदांबुजः
वेदांताबुज सूर्याय, तस्मै श्री गुरवे नमः ॥ ४ ॥

અર્થઃ-સર્વ શિરોરત્ન શ્રુતિઓ છે, અને વેદાંતરૂપી બળને પ્રફુલીત કરવા સદૃશ છે, તે ગુરૂને હુ નમસ્કાર કરૂં છું.

विदलयति कुबोधं बोधयत्याग मार्थं
सुगति कुगति मार्गौ पुण्य पापे व्यनक्ति ।
आवगमयति कृत्या कृत्य भेदं गुरुर्यो
भवजल निधि पोत स्तंविना नास्ति किंचित् ॥ ५ ॥

અર્થઃ-આપણા મનમાં જે નઠારા બોધ બેસી ગયા હોય તેને ટાળે છે. શાસ્ત્રનો અર્થ સમજાવે, મોક્ષ અને બંધ એ બેનો માર્ગ પૃથકપૃથક સમજાવે તથા પાપ અને પુણ્ય એ બેને ભીન્ન ભીન્ન સમજાવે તથા કર્તવ્યાકર્તવ્યનો ભેદ જણાવે એવા જે ગુરૂ છે તે વગર ભવસાગરથી પાર થવાનું અન્ય એક પણ વહાણ નથી.



# મૌકિતક દ્વિતિયઃ

સાધુ પુરૂષો તથા સાધ્વીઓ કોને કહેવી ? તે માટે સનાતન શાસ્ત્રોમાં તેનું વર્ણન ગણું છે. શ્રી કપીલ ભગવાને માતુશ્રી દેવહુતિ પ્રત્યે તથા શ્રી કૃષ્ણ ભગવાને ભક્તરાજ ઉધ્ધવ પ્રત્યે અને ગણે સ્થલે તેનું વિવિધ પ્રકારથી વર્ણન છે, તેનું સંક્ષેપમાં દિગ્દર્શન અહિં છે.

## સાધુ પુરૂષોના ૩૨ લક્ષણો.

પારકાના દુઃખને ન સહન કરનાર.

સર્વ પ્રાણીઓનો દ્રોહ ન કરનાર.

ક્ષમાવંત, સત્યવાદી, ઇર્ષ્યાદિકથી રહિત, સુખ દુઃખમાં સમાન રહેનાર, શકિત પ્રમાણે સર્વનો ઉપકાર કરનાર, વિષયોથી અક્ષોભ મનવાળો, ઇન્દ્રિયોનો વિજય કરનાર, કોમળ મનવાળો, સદાચારી, પરિગ્રહ રહિત, લૌકિક સુખને માટે કંઇ પણ યત્ન ન કરનાર, મિતાહારી, શાંત, સ્વધર્મમાં દ્રઢ બુદ્ધિવાળો, માત્ર મારોજ આશ્રય કરનાર, આત્મ તત્વનું મનન કરનાર, સાવધાન, વિકાર રહિત, દુઃખ વખતે ધીરજ ધરનાર, ક્ષુધા, તૃષા, શોક, મોહ, જરા અને મૃત્યુને પોતાને વિષે ન માનનાર, માનની ઉચ્છા ન ધરાવનાર, બીજાઓને માન આપનાર, ઉપદેશ કરવામાં કુશળ, કોઇને પણ નહિ ઠગનાર, દયાથીજ સર્વ કાર્ય કરનાર તથા વિવેકી જે હોય તેને સાધુ મહાત્મા પુરૂષ જાણવો.

ભાગ ૧૧.

गंगा पापं शशी तापं

दैन्य कल्पतरु तथा ।

पापं तापंच दैन्य च
हरे त्साधु समागमः ॥ १ ॥

**અર્થ**:–શ્રી ગંગાજીમાં સ્નાન કરવાથી પાપ જાય છે. ચંદ્રમાં તાપનું હરણુ કરે છે, ને દિનતા (દારિદ્રાદિ) ને કલ્પ વૃક્ષ દૂર કરે છે, પણ સાધુ પુરૂષોના સમાગમથી તો એકે ફેરે એ ત્રણને (પાપ, તાપ, ને દૈન્યને હરણુ કરે છે.

विरक्तः परदारेषु निस्पृहः परवस्तुषु ।
दंभमात्सर्यहीनोयः स साधुः कथ्यतेबुधैः ॥

જે પર સ્રી તથા પારકી વસ્તુની ઇચ્છાજ ન કરે, અને દંભ તથા અદેખાઇ ન રાખે તેને બુદ્ધિમાન મનુષ્યો સાધુજન કહે છે.

सत्यमेव व्रतं यस्य दया दीनेषु सर्वदा ।
काम क्रोधौ वशेयै यस्य ससाधुः कथ्यतेबुधैः ॥

જેને સત્યનુંજ વ્રત છે, દીન ઉપર દયા હોય છે, તથા જેને કામ ક્રોધ વશ હોય છે તેને ડાહ્યા મનુષ્યો સાધુ કહે છે.

शैले शैले न माणिकयं
मोंकितकं न गजे गजे ।
साधवो नहि सर्वत्र
चंदनं न वने वने ॥

**અર્થ**:–સર્વ પર્વતોમાં માણુક થતા નથી. સર્વ હાથીઓના મસ્તકોમાં મોતિયો થતા નથી. બધા વનોમાં ચંદનવૃક્ષો હોતા નથી તેમજ સાધુ પુરૂષો સર્વત્ર હોતા નથી.

# મૌતિક તૃતિય.

## વૈરાગ્ય

શાસ્ત્રોમાં ગણે સ્થલે વૈરાગ્યનો વર્ણન છે અને તેનો દોહન કરવાથી ખાસ તેનો પુસ્તક થાય, પરંતુ આ લઘુ પુસ્તીકામાં ફકત વૈરાગ્યવાળા મહાપુરૂષોનો નિરદેશ કર્યો છે. આટલામાંથી પણ જો સાર લઇ વર્તણુંકમાં રખાય તોજ વાંચ્યું શ્રવણ કર્યું કામનું.

## વૈરાગ્યવાળા પુરૂષો.

૧ **અખોભકત**:–ધર્મની બેનને સોનાની કંઠી રૂા. ૩૦૦) ની કરી આપી, તેમાં પોતાના પદરના રૂા. ૧૦૦) નાંખ્યા. પરંતુ બેનને વિશ્વાસ ન આવ્યું જેથી બીજા સોની પાસે કંઠી બતાવી વજન કરાવ્યું, ત્યારે ખાત્રી થઇ કે મને અખાએ ધર્મની બેન જાણી એકસો રૂપીયાનું સોનું પસલી તરીકે કંઠીમાં નાખ્યું છે, પરંતુ હું અખા પાસે તે વાત કરૂં ત્યારે અખા ભકતને દુનિયા પરથી વૈરાગ્ય આવી ગયો.

૨ સંત તુલસીદાસની યુવાઅવસ્થામાં પોતાની સ્ત્રી પર સ્નેહ વધારે હોતાં. સ્ત્રી મોસાળે ગઇ ત્યાં રાત્રે વર્ષામાં નદીમાં સબ પર સ્વારી કરી સાસરે ગયાં. ત્યાં દોરડીને બદલે સર્પને પકડી સ્ત્રીને જગાવી ત્યારે સ્ત્રીએ મર્મ ભેદી વચન કીધાં કે સ્ત્રી શરીરમાં જેમ આશકત છો તેવું પ્રેમ શ્રી રામમાં રાખો તો આત્મકલ્યાણ થાય સંતને મર્મના બાણ લાગતાં કાશીમાં જઇ વૈરાગ્ય આવ્યાથી શ્રી રામાયણ રચી.

૩ ભકત **બીલ્વમંગળ**:–ચિંતામણી વેશ્યામાં આશકત હતો તેમાંથી ભકતને વૈરાગ્ય લાગ્યો.

૪ **ભકત નૃસિંહ મહેતાઃ**-જુનાગઢમાં તેમની ભાભીએ કટાક્ષના વચન કીધા જેથી કૈલાસપતિ ગોપનાંથ શંકરને શરણુ થઇ શ્રી કૃષ્ણુની ભકિતમાં લીન થઇ વૈરાગ્યવાન થયો.

૫ **ગોપીચંદ રાજાઃ**-માતા મેનાવતી પર પટરાણીના કહેવાથી વહેમ આવ્યો, પરંતુ ગુરૂ જાલંધરનાથે ચમત્કાર બતાવી જગત પર વૈરાગ્ય આવ્યું.

૬ **ભતૃ હરી રાજાઃ**-ત્રણુસો સ્રીઓમાં પિંગલા પટરાણી પર સ્નેહ વધારે હતો. અમરફળ વેશ્યાએ આપેલ તે પણુ સ્રીને આપેલા પરંતુ તેનો દુરઉપયોગ થતાં વૈરાગ્ય આવ્યો હતો.

૭ **શ્રીધર સ્વામીઃ**-મહાન પંડિત હતા અને શ્રીધરી ટીકાના લેખક હતાં. તેની સ્રી ગુજરી જાતા બાલક ગલામાં આવ્યું તેનું પોષણુ કેમ થાશે પરંતુ પ્રભુની લીલા અપાર છે જેથી એક ગરોળીનું બચુ ઇંડામાંથી જનમ્યું. તેને ખાવાને કોણુ આપશે? તે જોવા લાગ્યા; એટલામાં એક મક્ષીકા ઇંડાના રસ પાસે આવી તેના પગને પાંખ ચોટી ગયા અને ગરોડીના બચાને પોષણુ મલ્યું. તે જોઇ પંડિતજી બાળકને સંબંધીઓ પાસે મુકી બનારસ ગયા ને પ્રભુમાં પ્રેમ કરી શાસ્રઅવલોકન કર્યું અને વૈરાગ્ય દિશાને પામ્યાં.

## મૌકિતક ચતુર્થ.

### બળ

જગતના મહા પુરૂષો કેવા બળવાન હતા અને તેનો સદ ઉપયોગ કેમ કરતા હતા, તે ઇતિહાસના ગ્રંથો જોવાથી અને દંતકથાઓ સાંભળતા પ્રતીત થાય છે. આપણામા કયાં નબળાઇ છે અને તે કેમ ટળી શકે? તે મહાપુરૂષોના જીવન ચરિત્રમાંથી તેનો જવાબ મળી શકે તે સંક્ષેપમાં તેનું વર્ણન અહિં કરવામાં આવ્યું છે. તેનું અવ-

લોકન કરી અને તો સદઉપયોગ કરવામાં આવે તો નબળાઇ નિકળી જાય છે. શારીરીક બળ કુંટુંબનું બળ, જ્ઞાતિબળ, જનતાનો સંગઠ્ઠન બળ, યોગીઓને યોગબળ, અને છેવટે આત્મબળથી સર્વે સિધ્ધિ મળે છે.

## બળ

શ્રીકૃષ્ણે અર્જુન પ્રત્યે શ્રીગીતાજીમાં કહ્યું છે કે જે પ્રાણીમાત્રમાં બળ છે તે મારૂં સ્વરૂપ છે શારિરીકબળ, મનોબળ, આત્મીકબળ, સગા વ્હાલાનો બળ, હેતુ મિત્રોનો બળ બુધ્ધિબળ, વિગેરે ઘણા પ્રકારનો બળ થાય છે જન્મ પત્રિકા નવ ગ્રહનો કોષ્ટક આવે છે તેમાં જોષીયો બાળકનો બળાબળ જુવે છે. તેમાં જો દશમસ્થાનમાં મંગળ ગ્રહ જો ઉચ્ચનો હોય સ્વગ્રહી હોય તો તે બાળક બળવાન અને પરાક્રમી થાય છે અને જો નિરબળ હોય તો અવળું ફળ થાય છે, દુર્બળ, નિર્બળથી કાંઇ કાર્ય થતાં નથી. મહાવીર હનુમાનજીમાં અપૂર્વ બળ હતું તે શ્રીરામાયણનાં સુંદરકાંડથી પ્રતીત થાય છે. ઘણા ગામોમાં શ્રીરામનું મંદીર નહિ પરંતુ શ્રીહનુમાનનું મંદીર હોય અર્થાત શ્રીહનુમાન માટે મંદીર પણ રામ માટે તો હનુમાનના હૃદયનું મંદીર—નાસિક, ગોદાવરના તટ પર હનુમાનજીની પ્રતિમાઓ ઘણી છે અને બે હાથ જોડી હનુમાનજી વિવેકથી ઉભા છે. તે જોવાથી ખાત્રી થાય છે કે શ્રીરામને હનુમાનજીએ હૃદયરૂપિ મંદીરમાં પધરાવ્યા છે હનુમાનમાં જે બળ છે તે શ્રીરામની ઉપાસનાનું બળ છે.

સમર્થ રામદાસમાં જે બળ હતું તે શ્રીરામની ઉપાસનાનું બળ યુરોપમાં નેપોલીયનમાં જે બળ હતું તેથી યુરોપને ધ્રુજાવી મુકયું હતું. ભીષ્મપિતામહમાં અખંડ બ્રહ્મચર્યનો બળ, અર્જુન, કર્ણ, ભીમસેન મહાયોધાઓ બળવાળા થઇ ગયા. શ્રીશંકર, બ્રહ્મા, શકિતની ઉપાસનાથી દૈત્યમાં પણ બળ આવતું હતું સદગુરૂની કૃપાથી શિષ્યોમાં

જે બળ આવે છે તે અલૌકીક આત્મબળ છે. જેનાથી અંતે આત્મા કલ્યાણ થાય છે. બધા પ્રકારના બળોની અગત્ય છે પરંતુ જ્યારે જ્ઞાન બળ વધે ત્યારેજ સાચું બળ કહેવાય છે. પશુ બળ બુદ્ધિ બળ આગળ નમે છે અને જ્યારે હૃદયમાં આત્મ સાક્ષાત્કારનો જ્યોતિ બળ ઉત્પન્ન થાય છે ત્યારેજ જીવ સ્વરૂપનો સાક્ષાત્કાર કરી શકે છે.

## મૌક્તિક પંચમ.

### સ્વભાવ સુધારણા.

જીવ ચોરાસી યોનીમાં ફરે છે તેમાં જે યોનીમાં જાય ત્યાં તેને અનુભવ થાય છે, તે જ્યારે મનુષ્ય અવતારમાં આવે અને સદ્ગુરૂ મળે ત્યારે જીવના સ્વભાવ ઉપરથી પરિક્ષા થાય છે કે એ જીવપૂર્વ જન્મમાં કઇ યોનીમાં હતો અને તેના સંસ્કાર હમણાં કેટલા છે તેના આચરણ જોવાથી ખાત્રી થાય છે. યુરોપમાં એક ગૃહસ્થ છે તેની અવસ્થા હાલે ૬૨ વર્ષની છે તે વર્તમાનપત્રોથી તે જાણી શકાય છે. તે ઘાસનો ભોજન કરે છે. વિવિધ પ્રકારના ઘાસની સામગ્રી બનાવી તેનો ઉપયોગ ખાવામાં લે છે. આપણા સનાતન ધર્મમાં તેનો ઉહાપો ગણો કરવામાં આવ્યો છે તેનો સાર આ લેખ વાંચવાથી મળી શકશે. જીવન મુકત પણ સ્વભાવ સુધરવાથી થાય છે.

### સ્વભાવ સુધારણા.

મનુષ્ય અવતાર ધારણ કર્યું. તેમાં બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્યાદિ ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયો પરંતુ પૂર્વજન્મનાં કર્મ પ્રમાણે સ્વભાવ હોય છે, તેમાં કેટલાક મનુષ્યોનો સ્વભાવ સત્વગુણી, કેટલાકનો રજોગુણી અને કેટલાકનો સ્વભાવ તમોગુણી હોય છે. તેમાં સદ્-

ગુરૂની કૃપાથી અને દૈવીજીવ હોય તો સ્વભાવ સુધારી શકે છે. પરંતુ આસુરી જીવ હોય તો સ્વભાવ સુધરવું શ્રમ સાધ્ય છે. શ્રીમદ્ ભગવદ્ગીતામાં સ્વભાવોનો વર્ણન છે કે બ્રાહ્મણને ઘેર બાળક જનમ્યો પરંતુ સ્વભાવ તો રાક્ષસનાં જેવું, ક્ષત્રીઓને ઘેર બાળક ઉતપન્ન થયો પણ સ્વભાવ તો રાંકના જેવું, શૂદ્રને ઘેર બાળક જનમ્યો પણ સ્વભાવતો બ્રાહ્મણના જેવું તેનું કારણ શું ? જીવ ચોરાશી લક્ષયોનીમાં ભટકે છે તેમાં જે જે યોનીમાં જીવજાય છે ત્યાં જેવા કર્મ કરે તેવો સ્વભાવ બંધાય છે, જીવના કર્માનુસાર સમાગમ મળી જાય છે અને સ્વભાવની ટેવ પડી જાય છે. સન્યાસ આશ્રમમાં દાખલ થાય પણ સ્વભાવ સુધારવું મુશ્કેલ છે.

આચાર ટીલા ટપકા, માલા વિગેરે પણ સ્વભાવ સુધર્યો નહિ, રાજ્યપદવી, પ્રધાનપદવી, કામદારપદવી, ધારણ કરી પણ સ્વભાવ સુધર્યો નહિ, ચારધામ સાતપુરીની યત્રા કરવા ગયો પણ સ્વભાવ સુધર્યો નહિ, અનેક તરેહના દાનો આપ્યાં, અન્નદાન, કન્યાદાન વિગેરે પણ સ્વભાવ સુધર્યો નહિ.

અનેક પ્રકારના યજ્ઞો, (વિષ્ણુયાગ, મહારૂદ્રયાગ, ગાયત્રી પુરસકરણ ૧૦૮ ભાગવતની કથાઓ કરી પણ સ્વભાવ સુધર્યો નહિ. સોડ સોમવાર, ચાંદ્રાયણ વિગેરે વ્રતો કર્યાં પણ સ્વભાવ સુધર્યો નહિ વેદ, ષડદર્શન ઔપનીષદ પુરાણ વિગેરે શાસ્ત્રનો અભ્યાસ કર્યો પણ સ્વભાવ સુધર્યો નહિ, સદ્ગુરૂની તનમન ધનથી સેવા કરી પણ સ્વભાવ સુધર્યો નહિ, ખાવાનો સ્વભાવ કે અમુક પદાર્થ જોઇએ પીવાનો સ્વભાવ કે અમુક પેય પદાર્થ જોઇએ, સાંભળવાનો નાદ તેના વગર નિદ્રા ન આવે રમવાનો સ્વભાવ, ચાળી કરવાનો સ્વભાવ રખડવાનો સ્વભાવ, ચોરી કરવાનો સ્વભાવ, દ્વેષનો સ્વભાવ, વેર કરવાનો સ્વભાવ, વિગેરે અનેક પ્રકારનાં સ્વભાવો બંધાય છે. પર-

માર્થી મહાપુરૂષો મનુષ જાતિને સુધારવા અનેક જાતના પ્રવચનો કરે છે અનેક પ્રકારનાં ગ્રંથો બહાર પાડે છે અને અનેક પ્રકારનાં અખતરાઓ કરે છે સર્કસવાળાઓ પશુઓને સુધારવા કેવા પ્રયોગ કરે છે. પક્ષીઓને અમુક કેળવણી આપે છે અને તેનો હ્રદય પલટો કરે છે. યોગી લોકો યોગબળથી શિષ્યોના સ્વભાવ સુધારવા અનેક યત્નો કરે છે. શાળાનાં શિક્ષકો બાળકોને સુધારવા અનેક કળાઓનો ઉપયોગ કરે છે પરંતુ મહાન તપસ્વી પ્રભાવશાળી જીવનની રહેણીકરણી પવિત્ર હોય તેના ઉપદેશ. તેના દર્શનથી જીવનો સ્વભાવ સુધરી શકે છે. પરંતુ તેમાં પણ ઉદ્યોગ અથાગ જન્માન્તરનો હોય તો સુધરે છે.

ધર્માચાર્યો શુદ્ધ ચારિત્રવાન હોય તો સંપ્રયદાય પર સારી છાપ પાડી શકે છે પરંતુ જો ચારિત્ર હીન હોય તો ભ્રષ્ટતાનો ભવાડો કરે છે. તેમજ રાજા, કારભારી, કામદાર વિગેરેમાં સારા ગુણો હોય તો જનતાને લાભ થાય છે અને જો દુરગુણ હોય તો હાની થાય છે. માતૃદેવની પદવી મલે પણ માતૃત્વ હોય તોજ શિશુને સુધારી શકે છે પિતૃપદ મળ્યું પણ પિતૃ પણુ હોવું જોઇએ.

લૌકીક વ્યવહાર અને પર લોક સુધારવું તેના માટે પુરવાંગ તૈયારી હોય ત્યારેજ સ્વભાવ સુધરી શકે છે. નર અથવા નારીના સ્વભાવ પુર્વ જન્મના કર્મ પ્રમાણે બંધાય છે અને તેનાં માટે યોગ્ય પુરૂષાર્થથી સ્વભાવપર કાબુ મનુષ્યો મેળવી શકે છે શાસ્ત્રો તો રસ્તો બતાવે, અને ઉપદેશકો પ્રવચન કરે પણ જે વર્તણુંક સુધારે તેના સ્વભાવ સુધરે છે લાભ અને હાની જમે અને ઉધાર, તેના પરિણામનો વિચાર થાય અને રહેણીકરણી સુધારે ત્યારે જીવ પોતાનાં સ્વભાવનો હ્રદય પલટો કરી શકે છે.

## કશ્યપઋષિ અને દિતિનું સંવાદ.

કશ્યપઋષિ–દિતિને દુષ્ટ સ્ત્રીઓના સ્વભાવનો વર્ણન કહેતાં કહે છે કે,
સ્ત્રીઓનું મુખ શરદૃરતુના કમળ જેવું ખીલતું હોય છે,
વચન કાનને અમૃતના જેવું મધુર લાગે છે,
અને હૃદય સજૈંયાની ધાર જેવું તીક્ષ્ણ હોય છે,
માટે સ્ત્રીઓના ચરિત્રને કોણ પારખી શકે?

પોતાનો સ્વાર્થ સાધવા માટે આત્મા જેવી વહાલી જણાતી નારીઓને કોઇપણ પુરૂષ યથાર્થરીતે પ્રીય હોતો નથી.

તેઓ પોતાના સ્વાર્થ માટે પતિનો, પુત્રોનો, અને ભાઇનો નાશ કરે છે અથવા બીજાની પાસે તેનો નાશ કરાવે છે.

૪૦–૪૧–૪૨ ભા. સ્કં. ૬ ઠો.

ગોકર્ણ પોતાના પિતા આત્મદેવને કહે છે કે,

ડાહ્યા પુરૂષોએ દુષ્ટ સ્રીઓનો વિશ્વાસ કરવો નહિ જોઇએ,

જે મુર્ખ પુરૂષ સ્રીઓના ઉપર વિશ્વાસ રાખે છે, તે દુઃખોથી પીડાય છે.

સ્રીઓનું વચન જો કે, કામીજનોને અમૃતમય અને પ્રેમરસ વધારનારૂં છે, છતાં તેઓનું હૃદય સજૈયાનાધાર જેવું તીક્ષ્ણ હોય છે.
તેવી સ્રીઓને પ્રિય કોણ હોય છે!

ભા. મહાત્મ. અ. ૫ શ્લો. ૧૪–૧૫

ખરકો તુરંગ નીપજે, સાજે અતીસેં સાજ,
કુવડ હોય ન પદમની, કવા બને ન બાજ;
કવા બને નહી બાજ, કાચ કંચન નહી હોવે,
મરકટ ગલે હાર, જાય જંગલમેં સોવે;

કથે સુ કપિયા કાન સ્વભાવ ન પલટે નરકો,
સાજે અતિસે સાજ, તુરંગ ન નિપજે ખરકો;

**कपूरलया रचिसालवालः कस्तुरिकांधिततदोहदश्नोः ।**
**हेमाबुकुंभैरपिसिच्यमानः प्राश्वंगुणंमुश्चति किं पलाण्डुंः ॥**

જેનો ક્યારો કપુરના ભુકાનો રચેલો છે. જેની શોભા કસ્તુરીના ખાતરે વધી છે. જેને સોનાના ઘડાથી પાણી સિંચ્યું છે, એવી ડુંગળી પોતાનો અસલી ગુણ કંઇ છોડશે?

---

## લશણનો સ્વભાવ

કેસર કીયારા માંહી, બરાસ કસ્તુરી બેહુકે,
પાછડ કનકની પાળ, લક્ષધા મોતી લેહુકે,
ગંગા ગોમતીનીર, ઝવેર જડીત્રજ ઝારી,
શોળ ધરી શૃંગાર, સિંચે નરપતી નારી,
એવી રીતે કહી ઉગ્યો, લશણ છોડ ગંગા તટે,
બદબોઇ ઉંડે પણ બહુ ઘણી,
શામળ સ્વભાવ નવ મટે.

  

જળ તરવાને તુંબ, અગ્નિ હોલવવા નીર,
ભૂખનું ઓષડ અન્ન, બાળનું ઓષડ ક્ષીર,
તાવ ઓષડ ઉપવાસ, ગુંબડે ડામજ દેવા,
વિવેક તો વશીકરણ, સમસ્ત પ્રકારે સેવા.

ઓષડ છે એક એકના, કોડે કોડે કહુંકથી,
ભુંડા કે રૂડા સ્વભાવનું સામળ કહે ઓષડ નથી.

  

કોઇ સ્વભાવે શીળ, તથા કોઇક તો તાતો,
કોઇ સ્વભાવનો ઉદાર, કોઇ કરપી મદમાતો,
કોઇ જાર કોઇ જુલમી, કોઇ દંભી કે ડાહ્યો,
કોઇ પાપી પુણ્યવંત, કોઇને વ્યસને વાહ્યો,
કો હરામીને કો હેતુવો, કો હસમુખો હુંરી ઘડયો,
શામળ સ્વભાવ જે જાતનો, પ્રથમ પડયો તે પડયો.

  

કોઇ વરણવે વેદ, ભેદ કોઇ ભારે ભણિયો,
કોઇ મુરખ મહિપત્ય, કોઇ જ્ઞાનિમાં ગણ્યો,
કોઇ કરે બહુ પુણ્ય, કોઇ કહેવાણા પાપી,
કો સમજ્યા નહિ સત્ય, કોઇ જપમાળા જાપી,
કો સુખદાતા સંસારને, કો નીચ સઉને નડયો,
શામળ સ્વભાવ પલટાયા નહિ, પ્રથમ પડયો તે પડયો.

---

## સ્વભાવ અને તેની વૃતિઓ.

સત્વગુણી વૃતિઓ સત્વગુણી સ્વભાવવાળાની હોય છે સરલતા, મધુરતા અને પવિત્રજીવન તે ગાળી શકે છે. ભોજન સત્વગુણી તેને પ્રિય હોય છે. વાંચન સત્વગુણી સંગ પણ સાત્વીક સજ્જનોનો તે રાખે છે તેના વાતાવરણ શાંતિમય હોય છે ગ્રહસ્થ છતાં સાધુપણું

સત્વગુણના પ્રમાણુઓજ તેના મનોમય રાજ્યમાં વિચરે છે. પાડોસીઓને તે હિતેચ્છુ પ્રમાણે વર્તે છે. સગાંવ્હાલામાં તે પ્રિય થઇ પડે છે તેની ચાહના સ્ત્રી પુત્ર બાંધવો કરે છે તે શહેરમાં હોય કે ગામમાં હોય યાત્રામાં હોય કે મુસાફરીમાં હોય ત્યાં પણ પોતાનો સ્વત્વગુણી સ્વભાવનો પ્રભાવની સર્ચલાઇટ નાંખે છે. રજોગુણી' તમોગુણી તેમના પાસે દાસ પ્રમાણે રહે છે. તેનું ઓજસની પ્રભા પ્રકાશ પાડે છે તે કંહેતો નથી પણ રહેણી કરણીથી વર્તિ બતાવે છે તેનું ભાષણ વર્તણુક અનુકરણ કરવા યોગ્ય હોય છે તેમાં દંભ કે છડ હોતા નથી સાદુ જીવન સાધુવર્તન હોય છે પ્રભુ સેવા સાત્વીક સજ્જનોના સમાગમનો લાભ આપે તોજ કલ્યાણ થાય છે.

**સત્વગુણી પ્રકૃતિ**—આસ્તિકપણું, ઉદારતા અથવા સમભાવના ક્રોધ રહિતપણું, સત્યવચન, બુદ્ધિ, ધૈર્ય, ક્ષમા, દયા, જ્ઞાન, સરલતા, આનંદિત અને નિષ્કામ કર્મ આદરયુક્ત વિનય

**રજોગુણી પ્રકૃતિ**—ક્રોધ બીજાને મારવાની ઇચ્છા, સુખની અધિક અધિક ઇચ્છા, દંભ, કામના, ભુંડાવચન, અધૈર્ય અહંકાર અને ભટકવાની ઇચ્છા.

**તમોગુણી પ્રકૃતિ**—નાસ્તિકપણું, ઘણો ખેદ, અતિઆળસ, દુષ્ટ બુધ્ધિ અતિનિંદિત કામ, અતિનિંદિત સુખમાં પ્રીતિ, અતિઉંઘ, અજ્ઞાન, અતિક્રોધ, અતિમૂઢપણું.

સત્વગુણ સુખ તથા જ્ઞાન ઉત્પન્ન કરે છે.
રજોગુણ રાગદ્વેષ તથા દુઃખને ઉત્પન્ન કરે છે.
તમોગુણ ખેદ તથા મોહ ઉત્પન્ન કરી બુદ્ધિને ઢાંકી દે છે.

આ ત્રણ ગુણપ્રકૃતિનાં છે.

## સત્વગુણની વૃત્તિયો.

શમ, દમ, તિતિક્ષા, વિવેક, સ્વધર્મમાં નિષ્ટા, દયા, સત્ય, સમૃતિ (પૂર્વાપરનું અનુંસંધાન) સંતોષ, દાનશીલતા, વિષયો ઉપર અનિચ્છા, શ્રદ્ધા, લજ્જા (અયોગ્ય કર્મને ન જોવા તે) સરલતા, વિનય વગેરે તથા પોતાના આત્મસ્વરૂપ પ્રીતિ, આ સત્વગુણની વૃત્તિઓ છે.

## રજોગુણની વૃત્તિયો.

સ્વર્ગાદિકની ઇચ્છા, યજ્ઞાદિક વ્યાપાર, મદ, અસંતોષ, ગર્વ, ધનાદિકની ઇચ્છાથી દેવાદિકની પ્રાર્થના, ભેદ બુદ્ધિ, વિષયભોગ, મદથી યુધ્ધાદિકનો આદેશ, પોતાની સ્તુતિ ઉપર પ્રીતિ ઉપહાસ, પરાક્રમને પ્રસિદ્ધ કરવાની ઇચ્છા, * બળાત્કારે ઉદ્યોગ કરવો આ રજોગુણની વૃતીયો છે.

## તમોગુણની વૃત્તિયો.

ક્રોધ, લોભ, મિથ્યા ભાષણ, હિંસા. યાચના, દંભ, શ્રમ, કલહ. શોક, મોહ, દુઃખ, દીનતા, આલસ્ય, લાંબી લાંબી આશા, ભય અને મૂર્ખપણું, આ તમોગુણી વૃતીયો છે.

## દૈવિ ગુણ.

અભય, સત્ત્વ, (અંતઃકરણ) ની શુધ્ધિ, જ્ઞાન અને યોગ એ બેઉમાં સ્થિતિ, દાન, અને દમ, (ઇન્દ્રિય નિગ્રહ) અને યજ્ઞ, સ્વાધ્યાય, તપ અને સરલતા, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ,

* ન્યાયથી ઉદ્યમ કરેલો સાત્વિક કહેવાય છે.

શાંતિ અપૈશુન (ચાડી ન કરવી,) ભૂતોમાં દયા, ઇન્દ્રિયોની લલુતા રહિતપણું, મૃદુતા, લજ્જા, ચપલતા રહિતપણું, તેજ, ક્ષમા, ધૃતિ, શૌચ, અદ્રોહ, માનપણાનો બીલકુલ અભાવ એ હે ભારત, અભિજાત (ખાનદાન) પુરૂષની દૈવી સંપત્તિ થાય છે.

## આસુરી ગુણ.

દંભ, દર્પ અને અભિમાન, ક્રોધ, અને પારૂષ્ય (કઠોરપણું) તથા અજ્ઞાન.

આસુર સ્વભાવાળા જનો પ્રવૃત્તિ તથા નિવૃત્તિને જાણતા નથી તથા નથી તેઓમાં શૌચ કે નથી તેઓમાં આચાર કે નથી તેઓમાં સત્ય મળતું. તે (આસુરો) જગતને અસત્ય, નિરાધાર, ઇશ્વર વિનાનું તથા પરસ્પરના સંયોગ (કાર્ય કારણ) વિના બનેલું કહે છે. કામના ભોગ વિના તેમાં બીજો હેતુ શો હોઈ શકે?

આ દ્રષ્ટિને અવલંબીને નષ્ટાત્મા (આત્મઘાતી) અલ્પ બુદ્ધિ-વાળા, ઉગ્ર કર્મ કરનારા અને (પ્રાણીના) શત્રુઓ જગતનો નાશ કરવા માટે જ જન્મે છે.

દુષ્પૂર કામનો આશ્રય ધરીને, દંભ, માન અને મદથી ભરેલા તેઓ મોહથી અશુભ નિશ્ચયો ગ્રહણ કરી, અપવિત્ર આચરણવાળા થઇ પ્રવર્તે છે, અને નહિ મપાય એવી અને પ્રલયે જેનો અંત આવે એવી ચિંતાનો આશ્રય કરી રહેલા તથા કામ અને ભોગને પરમ પુરૂષાર્થ માનનાર એટલુંજ કર્તવ્ય છે એવા નિશ્ચયવાળ બને છે.

આશાના સેંકડો પાશોથી બંધાયલા, કામ અને ક્રોધમાં તત્પર થયેલા તેઓ વિષયભોગ માટે અન્યાયથી પૈસો એકઠો કરવા ઇચ્છે

છે. આ આજે મેં મેળવ્યું, આ મનોરથ હું પામીશ, આ તો મારૂં છે. (અને) વળી આ ધન પણ મારૂં થશે, આ શત્રુને મેં માર્યો છે અને બીજા શત્રુઓને પણ હું મારીશ, ઇશ્વર હું છું, નિર્ગુણ ભોગી હું છું, સિદ્ધ હું છું, બળવાન હું છું, બળવાન છું, સુખી છું, હું ધનવાન છું, હું કુલીન છું, મારી બરોબરીઓ બીજો કોણ? હું યજન કરીશ, હું દાન કરીશ, હું મોજ માણીશ, એવા એવા અજ્ઞાનથી તેઓ વિમૂઢ થયેલા છે, અનેક પ્રકારના ચિત્તના સંકલ્પ વિકલ્પોથી વિભ્રાંત થયેલા, ચારે બાજુએ મોહરૂપી જાળથી વિંટાયલા, વિષય ભોગોમાં અતિ આસકત એવા તેઓ અપવિત્ર નરકમાં પડે છે.

પોતાના મનથીજ મોટા માની બેઠેલા, નમ્રતા શૂન્ય, ધન, માન અને મદથી ભરેલા તેઓ નામના યજ્ઞો વડે દંભને લીધે અવિધિપૂર્વક યજન કરે છે.

અહંકાર, બળ, ગર્વ કામ અને ક્રોધનો આશ્રય કરનારા તેઓ પોતાના અને પરના દેહોમાં રહેલો જે હું તેનો દ્વેષ કરે છે, અદેખાઇ કરે છે.

સંસારમાં ક્રુર દ્વેષી, મનુષ્યોમાં અધમ તથા અશુભ કર્મ કરનાર તેઓનો નિરંતર આસુરી યોનિમાંજ હું નાંખું છું.

આસુરી જાતિમાં પડેલા અને મૂઢો જન્મો જન્મ મને ન પામતાં હે કૌંતેય, પાછા તેનાથી અધમ ગતિને પામે છે.

---

## મૌકિતક ષષ્ટ.

### સંતોષ.

પ્રવૃતિમાં રહેવાથી અનેક પ્રકારના ઉદ્યાગોનો અનુભવ થાય છે પણ જીવને સંતોષ થતો નથી તેનું કારણ કે તેને સદગુરૂનો સમા-

ગમ થયો નથી. શ્રીરામચંદ્ર ભગવાને સદ્દગુરૂ શ્રી વસિષ્ટજી પાસે શ્રી યોગવાસિસ્ટમાં તેનુ વર્ણવ સારા પ્રકારથી છે. જે સંતોષી મહા-પુરૂષો થઇ ગયા છે તેમણે તે પ્રમાણે વર્તીને જનતાને બોધપાઠ આપી સન્માર્ગે દોરવેલા છે. જો કે વ્યવારીક જીવોને વિટમ્બના થઇ છેવટ સંતોષ વગર સુખ નથી, આત્મ સુખ મળે ત્યારે જ સંતોષ થાય છે તેનું વર્ણન સાર માત્ર આપેલ છે.

संतोष

सं तोषाऽमृत तृप्तानां
यत्सुखं शांत चेत साम्
कुतस्तध्धन लुब्धाना
मि त्र श्च ते श्च धावतां

**અર્થ**:–સંતોષ રૂપ અમૃતથી તપ્ત થએલા પુરૂષોને જે સુખ અને શાંતી મળે છે તે ધન લાલચમાં લપટાયેલા અને પૈસાની આશાથી આમ તેમ એટલે ચારે તરફ દોડાદોડ કરનારા :પુરૂષોને પૈસાની આશાથી કયાંથી મળે અર્થાત કદિ નહિ મળે.

દોહરો.

ગોધન ગજધન બાજીધન ઓર રતન ધન ખાન,
જો આવે **સંતોષ** ધન સબધન ધુલ સમાન.
જ્યાં સંતોષ ત્યાં રામ હુય, રામ સંતોષ નહિ ભેદ,
તુલસી સંતોષ રહત નહિ સહત વિવિધ વિધિ ખેદ.

**संतोषः कल्पवृक्षश्च, तृष्णा वैतरणी नदी ।**
**ज्ञानी तु पंचमो वेदो, मूर्खस्तु दशमो ग्रहः ॥**

સંતોષ એ કલ્પવૃક્ષ સમાન છે, કેમ કે સર્વ પ્રકારે સંપૂર્ણ સુખને આપે છે, અને તૃષ્ણા વૈતરણી નદી સમાન મહા દુઃખ રૂપ છે. જે બ્રહ્મવિદ્યા સંપન્ન જ્ઞાનવાન છે તે ચાર વેદ સમાન પાંચમો વેદ સમજવો, અને મૂર્ખ માણુસ દશમો ગ્રહ સમજવો, કેમકે પ્રતિકુળ ગ્રહ જેમ પીડા પમાડે છે, તેમ મૂર્ખ માણુસ પણ પીડાજ પમાડે છે.

संतोषः परमो लाभः सत्संगः परम धनं ।
विचारः परम ज्ञानं समंच परम सुखं ॥

સર્વ પ્રકારના લાભથી ઉત્કૃષ્ટ લાભ સંતોષ છે, અનેક પ્રકારના ઐશ્વર્ય રૂપ ધનથી ઉત્કૃષ્ટ ધન સત્સંગ એટલે સત્ શાસ્ત્રો અને સત પુરૂષનો સંગ, અથવા અંતરાર્થ, સત્ય રૂપ સ્વ સ્વરૂપનો વૃત્તિ સાથે સંબંધ તેનું નામ સતસંગ, તેજ ઉત્કૃષ્ટ મોક્ષ દાયક ધન સમજવું અને પરમાત્મ વિચાર, તેજ પરમજ્ઞાન સમજવું અને સમબુદ્ધિ તે પરમ સુખ સમજવું.

શ્રી વામજી ભગવાને બળીરાજા પ્રત્યે સંતોષ વિષે કહેલ વચનો.
જે મનુષ્ય દૈવેચ્છાથી મળેલી વસ્તુ ઉપર સંતોષ રાખે છે તે સુખ થાય છે પરંતુ અસંતોષી અને ઇન્દ્રિાધીન મનુષ્ય ત્રણ લોકો મળવાથી પણ સંતોષ પામતા નથી.

અર્થ તથા કામનામાં સંતોષ રાખવો એજ પુરૂષને જન્મ મરણનું કારણ થઇ પડે છે, અને દૈવેચ્છાથી મળેલી વસ્તુ ઉપર સંતોષ રાખવો એ મુકિત આપનારૂં છે એમ જાણવું. જે બ્રાહ્મણ દૈવચ્છાથી મળેલી વસ્તુ ઉપર સંતોષ રાખે છે તેનું તેજ વધે છે પરંતુ અસંતોષ રાખવાથી પાણી વડે જેમ અગ્નિ શાંત પડી જાય છે તેમ બ્રહ્મ તેજ નાશ પામે છે.

# મૌકિતક—સપ્તમ.

## અપરાધ ક્ષમા યાચના.

અપરાધોની સીમા નથી કે ચોવીસ કલાક યા સાઠ ઘડીમાં કેટલા અપરાધો થાય છે. નાના અપરાધો અને મોટા અપરાધો જ્યારે માણસ તેનો વિચાર કરે છે ત્યારે તેને પશ્ચાતાપ થાય છે અને તેનો પ્રાયશ્ચીત કરે છે અને કેટલાક માનસીક અપરાધો કેટ-લાક શારીક અપરાધો તેની શિક્ષાઓ ધર્મશાસ્ત્રમાં તેમજ રાજા તરફથી ત્થા જ્ઞાતિ તરફથી કરવામાં આવે છે તેના દાખલાઓ અનેક છે પરંતુ જગત પિતા અપરાધ ક્ષમા કરે ત્યારેજ જીવનું શ્રેય થાય માટે પ્રભુ પાસે અપરાધોની યાચના કરવી અને જેમ બને તેમ એ પાપથી બચવું.

## અપરાધ ક્ષમા યાચના

સવારથી રાત્રે ઉંઘીએ ત્યાંસુધી વાણીથી શું અપરાધ કર્યું તેનો ચિંતવન કરવું અને તેનો પશ્ચાતાપ કરી પ્રભુ પાસે ક્ષમા યાચના કરી વળતે દીવસે વાણીનો સયમ રાખવું જેથી અપરાધ કરવામાં વાણી તંગ થાય.

કોઇની પણ નિંદા કરતા અંતઃકરણને મલીન કરવુ નહિ જે મનુષ્ય જેવા કર્મ કરશે તેવા ફળ તેને કુદરત આપશે આપણે તેનાં દોષના ભાગીદાર ન થવુ, જે વાણીથી ઉચ્ચાર કરીએ તેનું વિચાર કરવું જે એ ઉચ્ચારથી મેં શું અપરાધ કર્યું છે? ખોટી પ્રસંસા કોઇની કરવી નહિ આત્મસલાઘા પણ કરવી નહિ, અને જેમ બને તેમ વાણી સયમી થાવું તેજ વાઙમય તપ કહેવાય છે. વાણી દગ્ધ થાય તેથી સિદ્ધિ જાતી રહે છે અને પ્રભુ—ભજન—

કિર્તન-સ્તવનનો અધિકાર મળતો નથી. વાણી શુદ્ધ-સરલ અને પ્રીય માધુર્યતાવાળી બોલતાં પ્રભુ પ્રસન્ન થાય છે. રજોગુણી વાકય, તમોગુણી વાકય સત્વગુણી ભાષામાં કેમ બોલાય તેનો અભ્યાસ કરવો. પાપનો પરિત્યાગ વચનથી કરવું તેમાંજ શ્રેય છે.

શ્રી ભાગવત કથા શ્રી ગીતાજી સાંભળ્યું, કીર્તન કર્યાં, માળાઓ ફેરાવવી પણ આચરણ સુધારવાની વાત નહિ ત્યારે અંતઃકરણ સુધ્ધ કયારે થાય? પોતે રહેણી કરણી સુધારે ત્યારે પ્રભુ પાસે ક્ષમા યાચના કરી ફરી સરી અયોગ્ય કાર્ય મને વચને કરવા નહિ તોજ પ્રાર્થનાની સાર્થકતા થાય છે નહિતો કુંજર સ્નાન કહેવાય છે. હાથીને સ્નાન કરવો પછી સુંઢથી ધુલી માથા પર છાંટે છે તે પ્રમાણે ક્ષમા યાચના થઇ. માટે પ્રભુનો અનુગ્રહ મેળવવા માટે પ્રભુની ગુરૂની આજ્ઞાઓનો પાલન કરવું તોજ ક્ષમા યાચના ફલીભુત થાય છે.

---

## મૌક્તિક—અષ્ટમ્

### સહનશીલતા.

માણસમાં યોગ્યતા કયારે પ્રાપ્ત થાય છે, જ્યારે તે સહન પણાનો અભ્યાસી હોય અને સદ્‌ગુરૂનો શરણાગતી લે ત્યારે મહા-પુરૂષોની ગણનામાં આવે છે પણ યોગ્યતા પ્રાપ્ત કરવા પુરૂષાર્થ કરે પણ સહનપણું જો ન જાળવે તો તેની સાધના અધુરી રહે અને તે યોગ ભ્રષ્ટ થાય છે. પરંતુ જો સહનસીલતાનો શિક્ષણ હોય તો ભવિષ્યમાં તેની ઉન્નતી થાય છે અને મહાન પદવી તે સંપાદન કરી શકે છે તેના ટુંકમા દાખલાઓ વાંચવાથી ખાત્રી થશે.

## સહનસીલતાઃ

દૈવી જીવ હોય અને ગુરૂ કૃપાથી આત્મજ્ઞાન સંપાદન કર્યું હોય તોજ સહનસીલતાપણું આવે છે નહિંકો સહન કરવું કષ્ટ સાધ્યા છે. સનાતન ધર્મમાં અનેકગણા મહાપુરૂષો થયા છે કે જેણે સહનપણું કર્યું છે. મહાભારતમાં કથા છે કે નૈષ્ટિક બાળબ્રહ્મચારી શ્રી ભીષ્મ પીતામહે ચોપન દીવસ બાણુ સયા પર સયન કર્યું હતું અને એવી સ્થિતિમાં યુધિષ્ટર રાજાને ધર્મનો ઉપદેશ આપ્યું છે. મસ્તક લટકતું હતું ત્યારે અર્જુને બાણુ મારી મસ્તકને બાણુથી સમો કર્યો હતો શું સહનપણું અને અખંડ બ્રહ્મચર્યનો અલૌક મહિમા બ્રહ્મરૂષિ વસિષ્ટનાં એકશો પુત્રનો રૂષિ વિશ્વામીત્રે આઘત કર્યું, છતાં આત્મજ્ઞાની વસિષ્ટજી રોષે ન ભરાણાં.

શૃગાલસા રાજાની પરિક્ષા કરવા ભગવાન સાધુ સ્વરૂપે પધાર્યા અને દીકરાનો માથો ખાંડણીયામાં તેના પાસેથી ખંડાવ્યું; તેમાં પીતામાતાને આંખમાંથી અશ્રુ ન પડયાં. શું ભકતોનું સહનપણું.

લંકાપતિ રાવણની પુત્ર વધુ સુલોચના શ્રી રામચંદ્ર પાસેથી પોતાના મૃતક પતિની યાચના કરવા ગયાં ત્યારે આંખમા એક પણ અશ્રુ ન હતાં. મેઘ નાદનો મસ્તક લઇ સતિએ ધર્મ પાળ્યું.

આર્યવૃતની સતી સ્ત્રીઓ પોતાના મૃતક પતિના સબને અંકમાં લઇ અગ્નિમાં ભસ્મીભૂત થાય છે અને પોતાના પતિ પ્રત્યેનો અપૂર્વ પ્રેમ પ્રતિત કરે છે.

જગતના જીવોને સહનપણાનો ઉપદેશ આપવા શ્રી કૃષ્ણચંદ્ર મહારાજે એકસો ગાલી પ્રદાન શીશુપાલની સહન કરી. શીશુપાલને મુક્તિ આપી હતી.

રઘુવંશના ઇતિહાસિક પુસ્તકમાં આપણે જોઇએ છીએ કે રાજા દલીપનંદની ગાયને મારવા આવેલ સિંહને પોતાની જાનું આપવા તત્પર થયાં હતાં.

કુંતાજી પાંડવોએ અને રાજા હરીચંદ્ર નળરાજા અને અનેક ભકતોએ ગણું સહુનતાપણું રાખ્યું છે. સાધુ પુરૂષો જગતના જીવોનો કલ્યાણ કરવા માટે દુરીજનોની નિંદાના બાણ સહન કરે છે અને તિતિક્ષા ધારણ કરે છે. ભુખ સહન કરવી, તરસ સહન કરવી, લોકનાં અપવાદ સહન કરવાં, પરંતુ દૈવી જીવ પોતાની ટેક છોડતા નથી અને જગતને બતાવી આપે છે કે સહન શકિતથી અસાધ્ય વસ્તુ સાધ્ય થાય છે.

---

## મૌકિતક—નવમ્.

### સમર્થને દોષનથી.

મહાપુરૂષોના જીવન ચરિત્રમાંથી ગુણને ગ્રહણ કરવું પણ દોષને ગ્રહણ ન કરવું કારણકે તે સમર્થવાળા હોવાથી તેમને તે દોષ લાગતો નથી જ્યાં સુધી તેવી યોગ્યતા પ્રાપ્ત થઇ ન હોય અને તેનું અંનુકરણ કરવાથી પશ્ચાતાપ થાય છે. માટે સમર્થ પુરૂષો શું જનતાનો શ્રેય કેમ કરી શકે છે તેના ચારિત્રો જોવા અને તેનું શુભ પ્રકારનું ચારિત્ર ગ્રહણ કરવાથી અવશ્ય મુમુક્ષોને ફાયદો થાય છે. તેના થોડાક દાખલા આમાં રજુ કર્યાં છે.

## સમર્થને દોષ નથી.

૧. શ્રી સૂર્યનારાયણ ભગવાનના કિર્ણ પૃથ્વી પર પડે છે તેમાં વિષ્ટા, મૂત્ર, અને અપવિત્ર પદાર્થોમાંથી પણ તત્વ આકર્ષણ

કરી લે છે, સમુદ્રમાંથી જલ સિંચન કરી વાદળાઓ વડે વર્ષા કરે છે, અને સૂર્યકાન્તમણિથી અગ્નિ ઉત્પન્ન થાય છે. માટે સૂર્યનારાયણને કષા પ્રકારનો દોષ નથી ઇશ્વરની આજ્ઞાનાનુસાર સૃષ્ટિનું કાર્યમાં તત્પર રહે.

૨. **જલ** બધા પદાર્થોને પવિત્ર કરે છે જગતનો જીવન જલ છે. તેમાં અપવિત્ર પદાર્થો હોય તેને પણ જલ પવિત્ર કરી પોતે સ્વચ્છ રહે છે પ્રભુની આજ્ઞાં પ્રમાણે વર્તે છે.

૩. પૃથ્વીનું સહનપણું-જગતના જીવો પૃથ્વીપર વિષ્ટા-મૂત્ર વિગેરે અપવિત્ર પદાર્થો નાંખે છે. ખાડા ખોદે વિગેરે ક્રિયા કરે છે તે બધું પૃથ્વી સહન કરે છે.

૪. **વાયુ**-બગીચામાં ફુલવાડીમાં જાય અને વિષ્ટા મલમૂત્રમાં જાય છતાં નિરલેપ રહે છે તેને કશા પ્રકારનો દોષ નથી.

૫. **અગ્નિ**-બધા પદાર્થો ભક્ષણ કરે છે. છતાં તેને કશા પ્રકારનો દોષ નથી લાગતો.

૬. ગાયમાતા મુખથી વિષ્ટા ભક્ષણ કરે છે છતાં તે નિર્દોષ છે અને પ્રભુએ ઉત્તમ માન્ય કરી છે અને શાસ્ત્રમાં તેની પ્રશંસા છે.

૭. પીપળ વૃક્ષ-શાસ્ત્રમાં અને અશવત્થ કહે છે તે ગમે ત્યાં ઉગે મોરીમાં કે વિષ્ટામાં છતાં તે પુજનીય ગણાય છે. તે દોષિત નથી.

૮. **સુવર્ણ**-ગમે તે જાતિના હાથમાંથી લઇ શકાય છે અને તેને શાસ્ત્રકારોએ ઉત્તમ ગણ્યો છે તે દોષિત નથી.

૯. શંખ-હાડકો છે છતાં સનાતન ધર્મશાસ્ત્રમાં તેને ઉત્તમ ગણ્યો

છે. અને તે પ્રભુનો આયુધ છે તેની પ્રથમ પૂજા થાય છે,

૧૦. **હાથીદાંત**–હાડકો છે તેને સૌભાગ્યવતી સ્ત્રીઓ હાથમાં કંકણુ તરીકે ધારણુ કરે છે અને તે શૃંગાર ભૂષણોમાં આદિ છે.

૧૧. **કસ્તુરી**–કાળીયારમૃગની ડુંટી–નાભીમાં થાય છે તેમાં ઉત્તમ ગુણો માટે નિર્દોષ ગણુવામાં આવે છે.

૧૨. **અંબર**–મગર મચ્છનો ઓગાર છે છતાં તેને પણુ પવિત્ર ગણુવામાં આવે છે.

૧૩. ઉર્ણ–ઉન ઘેટાના મોવાળા છે છતાં તેને પવિત્ર ગણુવામાં આવે છે અને તેને શુદ્ધતામાં ઉપયોગ લે છે.

૧૪. દૂધ–બધા દૂધો કરતા ગાયનું દૂધ પવિત્ર ગણુવામાં આવે છે.

૧૫. ગૌમુત્ર–ઘોબર-ને ઉત્તમ ગણુવામાં આવે છે તેને આયુર્વેદમાં શ્રેષ્ટ સ્થાન છે.

૧૬. **રેશમી** વસ્ત્રોને ઉત્તમ ગણી તેને પૂજા અર્ચનમાં ઉપયોગમાં લે છે તે પર અગ્નિ પડે પણુ જલદી ભસ્મ નથી થતો. જો કે તેની ઉત્પતી કોશેટામાંથી થાય છે અને હજારો જંતુઓ મરણુ પામે છે.

ઇત્યાદિ પદાર્થોમાં ગુણુ દોષ છે છતાં જેમાં શાસ્ત્રકારોએ નિર્દોષ ઠેરવ્યાં છે તેજ પવિત્ર સમજવું. વિધિ-નિષેધ જે શાસ્ત્ર કહે તે બરોબર

---

## મૌક્તિ–દશમ્.

### સદ્ ઉપદેસ વચનામૃત.

અમૃત તુલ્ય વચનામૃતો વાંચી તેનો ઉપયોગ જો સદાચરણુમાં લેવામાં આવે તો શુભ પ્રકારનાં સંસ્કારો પડે છે અને કુટેવોનો

નાશ થાય છે. સદ્ગુરૂના ઉપદેશો સાંભળવા તે અતિ પવિત્ર છે છે પરંતુ સદ્ગુરૂઓ જીવોના કલ્યાણ માટે પ્રસાદીરૂપે પુસ્તકોમાં અતિશ્રમ કરીને દાખલ કરેલ છે તેનો પણ જો સદ્ઉપયોગ લેવામાં આવે તો પણ જીવનું ભાવિ સુધરી જાય છે. શાસ્ત્રોમાં તેવા વચનામૃતો અમુલ્ય છે તેનો સારાંશ અત્રે આપવમાં આવ્યું છે. તેનો ગ્રહણ સુજ્ઞ સજ્જનો કરે છે.

કાલથી પૃથ્વી વગેરે પદાર્થ શુદ્ધ થાય છે,
નહાવાથી દેહાદિક શુદ્ધ થાય છે.
ધોવાથી અપવિત્ર પદાર્થોના લેપ મટીને વસ્તુ શુદ્ધ થાઇ છે,
સંસ્કારોથી ગર્ભાદિક શુધ્ધ થાય છે.
તપથી ઇન્દ્રિયાદિક પવિત્ર થાય છે.
યજન કરવાથી બ્રાહ્મણાદિક પવિત્ર થાય છે.
દાનથી ધન પવિત્ર થાય છે.
સંતોષથી મન પવિત્ર થાય છે.
અને બ્રહ્મવિદ્યાથી આત્મા પવિત્ર થાય છે.

દોહરા.

મન મરે માયા મરે, મરમર જાત શરીર,
આશા તૃષ્ણા ના મરે, કહી ગયા દાશકબીર.
આશા રામ નામકી, દુજી આશ નિરાશ
નદી કીનારે ઘર કરો, કદી ના મારે પ્યાસ.
તંત અતિ નવ તાણિએ, જેથી થાય હર્ષનો હરણ,
મમત મકુડો ન મુકે જેથી થાય મરણ.

૧ સંચીત કર્મ... ... ...જ્ઞાનથી નાસ થાય છે.
૨ ક્રીયમાણ કર્મ... ... ...નિષ્કામથી ,,
૩ પ્રારબ્ધ કર્મ... ... ...ભોગવ્યાથી ,,

૧ એક કોઠીમાં ધાન પડયું છે તે સંચીત.
૨ તે ધાન કાઢવું તે ક્રિયમાણ.
૩ તે ધાનની રોટલીઓ કરવીને પ્રારબ્ધ.
૧ મલ—(પૂર્વ જન્મના પાપ) નિષ્કામ કર્મ કરવાથી ટળે છે.
૨ વિક્ષેપ—(મનની ચંચલતા) ઉપાસનાં કરવાથી મટે છે.
૩ આવરણ—(માયાનું અજ્ઞાન) જ્ઞાન થવાથી જાય છે.

## મનઃ શુદ્ધિ કર્મ.

"જેમ સ્થુલ દેહને રોગાદિકથી મુકત થવા માટે પ્રથમ જુલાબ પછી રોગ નાશક ઔષધિને છેવટે શકિત વર્ધક રસાયન આપવામાં આવે છે. તેમજ આત્માને સશકત કરવા માટે પવિત્ર જ્ઞાનનો અધિકારી બનવા માટે પ્રથમ કર્મ-વ્રત જપ, તપ દાન, યજ્ઞ, તીર્થાટનાદિ કરવા સંત સેવા કરવી, પરોપકાર કરવો, પછી ભકિત, જ્ઞાન, દેવદર્શન કરવાં, દેવ પુજા કરવી, કીર્તન કરવા, હરિગુણ ગાવા, ને જ્ઞાન પૂર્વક ભકિત થતાં તે પુષ્ટ થઇ મુકત થાય છે.

ચંદ્રકાંત ભા. ૨ જો પાનું ૩૧૧

સ્થૂલ દેહને વિષે ત્રિદોષનો વાસ છે તે નિરવારર્થ ઔષધિ છે તેમજ અંતઃકરણમાં પણ મળ, વિક્ષેપ અને અજ્ઞાન એ ત્રણ દોષ છે.

देह बुध्धा तु दासो, हं जीव बुध्धा त्वदंशकः ।
चिति बुध्घात्वे मेवाह मिति मे निश्चिता मतिः ॥

**અર્થ:**—દેહ બુદ્ધિથી હું દાસ છું, જીવ બુદ્ધિથી હું આપનો અંશ છું, અને ચિત્તથી હું આપનોજ છું.

**अभिमानं सुरापानं गैारव घोर रैारवं ।**
**प्रतिष्ठा सुकरो चिष्टा त्रिंण त्यकत्वा सुखी भवेत् ॥**

અર્થઃ—દેહ અભિમાનને સુરાપાન સમજજો, કુળ કે જાતિની ઉચ્ચતાના ગૌરવને ઘોર નર્ક તુલ્ય જાણજો. દંભ અને દેખાવને ઝુકી પડવાવાળી દિવાની દુનિયાની વાહવાહને સુકરીની વિષ્ટા સમજજો. આ ત્રણેને તજવાથી જ તમે આ જન્મ સુખને પામી શકશો.
જેમ શુભ કર્મો અંતઃકરણની નીર્મલતાના હેતુ છે, તેમ ઇષ્ટદેવની ઉપાસના, એ અંતકરણની નિશ્ચલતાનો હેતું છે.

અંતઃકરણનો મલ દોષ તે પાપરૂપ મલ દોષે કરી અંતઃકરણમાં જન્મજન્માતરની અનેક વાસનાઓ હેય છે, તેઓએ કરી વર્તમાન જન્મ વિષે પણ પાપાચારમાં વર્તી મનુષ્યો બહિર્મુખ બને છે તેથી સત્શાસ્ત્રના વિચાર વિષયે અને સત્સમાગમ વિષયે તેઓની રૂચિ હુતી નથી. નિષ્કામ શુભ કર્મોરૂપ ઉપાયે કરી તે પાપરૂપ મલ દોષ દુર થાય છે એ ઉપાય વેદના કર્મ કાંડે કરીને પ્રકાશીત છે.

અંત.કરણનો વિક્ષેપ દોષ તે ચંચલતા છે, તે ચંચલતારૂપ વિક્ષેપ દોષે કરી અંતઃકરણ પ્રતિ ચલન કરે છે, તે ઉપાસનારૂપ ઉપાયે કરી વિક્ષેપ દોષ નિવૃતિ થાય છે.

અંતઃકરણની આવરણ શકિતનો નાશ જ્ઞાને કરી થાય છે. તપ્ત શીલાવર પાણી પડે અને સુકી જાએ છે તેમ જ્ઞાની માણસને કર્મ બાધ કરતા નથી.

કાગળ બળી ગયો હોય પણ જ્યારે તેનો સ્પર્શ થાય અને રાખોડી થઇ જાય તેમ જ્ઞાનીનું શરીર ફકત દેખવા માત્ર હોય છે, તેના સર્વે કર્મો બળી ભસ્મ થયાં હોય છે ત્યારેજ જ્ઞાની કહેવાય છે.

વ્યસનની સદા સુતકી છે. કુટેવ ન પાડવી સહેલી છે, પણ પાડેલી કુટેવ ત્યજવી એ ઘણી કઠિણ વાત છે.

પ્રભુ હૃદયમાં બિરાજી રહ્યા છે તો હૃદયમાં ધુમાડો ભરીને પ્રભુને મુંઝાવવા ન જોઇએ.

"જે મુખ અમૃત આરોગીએ જપીએ હરીનાં જાપ.
તે મુખ ધૂંવા નિકસે. એ પૂર્વ જન્મના પાપ

માણસે બીડી હોકો કે ચલમ પીવાની ટેવ જંગમ જવાળામુખીરૂપ નજ બનવું જોઇએ.

પરમ કૃપાળુ પરમાત્મા જે જે વખતે જે જે સ્થિતિમાં રાખે તેમાં સંતોષ માનવો, તેમજ સત્ય અને નીતિના માર્ગે ચાલવા પ્રયત્ન કરવો.

## દૈવી સંપતિ.

અભય (સાત્વિક વૃતિ) જ્ઞાનયોગની વ્યવસ્થિતિ એટલે જ્ઞાન (માર્ગ) અને (કર્મ) યોગ તેની તારતમ્ય પૂર્વક વ્યવસ્થા, દાતાપણું, દમ યજ્ઞ, સ્વાધ્યાય (સ્વધર્મ પ્રમાણે આચરણ) તપ, સરળતા (૨) અહિંસા, સત્ય, ક્રોધનો અભાવ ત્યાગ (એટલે કર્મના ફળનો ત્યાગ) શાન્તિ વિશુનતાનો અભાવ એટલે ક્ષુદ્ર બુધ્ધિ રાખવી તે, સર્વ ભૂત માત્ર ઉપર દયા, હાય હાયનો અભાવ (નકામો વ્યવહાર છોડવો તે. (૩) તેજસ્વિતા, ક્ષમા, ધૃતિ, પવિત્રતા, અદ્રોહ, અભિમાનીપણાનો અભાવ આ (ગુણો હે ભારત દૈવ સંપતમાં જન્મેલાને પ્રાપ્ત થાય છે. ગીતા અ-૧૬-શ્લો. ૧-૩.

(દૈવી સંપતિના છવીશ ગુણો અને તેરમાં અધ્યાયમાં કહેલા જ્ઞાનનાં વીશ ગુણો વસ્તુતઃ એકજ છે.

અ.-૧૩. શ્લે ૭ થી ૧૧.

## જીવાત્મા કયા લોકમાં જાય છે, તેનું વર્ણન.

પ્રાણ, ઇન્દ્રિયો, વગેરે જીવાત્મા સાથે નિત્ય સંબંધમાં રહે, પરંતુ દેહાન્તર થતી વખતે ભૂત સૂક્ષ્મનાં પરમાણુઓ જોડાએલાં રહેતાં હશે કે કેમ તે સંબંધનો વિચાર કરતાં સૂત્રકાર કહે છે કે જીવ, દેહાન્તર પ્રાપ્ત કરવા પ્રસંગે ભાવિ દેહના બીજરૂપ ભૂત સૂક્ષ્મના પરમાણું પુંજ સાથે બહાર જાય છે પંચાગ્નિ વિદ્યાના પ્રકરણમાં આહુતિનો પાંચમો પરિણામ થાય છે, તેને "પુરૂષ" કહે છે એવું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. તે પ્રકરણમાં કહ્યું છે કે મનુષ્યો જે શ્રદ્ધા પૂર્વક કર્મ કરે છે તેથી જે ભૂત સૂક્ષ્મનું દ્રવ્ય ઘડાય છે, તે સ્વર્ગ લોક નામના અગ્નિમાં હોમાઇ સોમનું રૂપ ધારણ કરે છે, તે સોમ દ્રવ્ય (સૂક્ષ્મરસ) પર્જન્ય નામના અગ્નિમાં હોમાઇ વૃષ્ટિનું રૂપ ધારણ કરે છે, તે વૃષ્ટિ પુનઃ પૃથ્વી નામના અગ્નિમાં હોમાઇ અન્નરૂપ ધારણ કરે છે, તે અન્ન પુરૂષ નામના અગ્નિમાં હોમાઇ વીર્યનું રૂપ ધારણ કરે છે, અને તે વીર્ય સ્ત્રીરૂપ અગ્નિમાં હોમાઇ ગર્ભરૂપ ધારણ કરે છે. આ જીવની દેહધારણની પ્રક્રિયામાં દેહના બીજકો જીવ સાથે જોડાએલા રહે છે એમ સમજાય છે. ચંદ્રલોકમાં લોકોપયોગી કામ કરનારા પુણ્યવાનો મરણ પછી જાય છે. ત્યાં ભોગ સિદ્ધ થયા પછી ભોગજનક કર્મના ક્ષય પછી સ્વર્ગમાં ન ભોગવાય તેવું બાકીનુ કર્મ જેને **અનુશય** કહે છે, તે કર્મના ગુણ ધર્મને અનુસાર જીવાત્મા પુનઃ ભૂલોકમાં અવતરે છે. તે **અનુશય** સારો હોય તો બ્રાહ્મણાદિ યોનિ પ્રાપ્ત થાય છે, ખોટો હોય તો ચંડાલ શ્વાન, વિગેરેની યોનિ પ્રાપ્ત થાય છે.

આ ચંદ્રલોકમાં પુણ્ય કર્મનો ભોગ ભોગવી **અનુશય પ્રમાણે** ભૂલોકમાં અવતરવાનો ક્રમ સર્વ પ્રાણીઓને લાગુ નથી. જેઓ પાપ કર્મ કરનારા છે તેઓની ઉર્ધ્વલોકમાં ગતિ થતી નથી, પરંતુ યમ-

રાજના અંકુશનાં નરકોમાં તેને યાતના પ્રાપ્ત થાય છે, તે પાપ કર્મના દુઃખરૂપ ફળની વેદના ભોગવી શકાય તેવા શરીરોમાં તે પીડાય છે. વળી સ્વર્ગાદિલોકમાં જવાનો પાપીઓને અધિકાર નથી. તેઓ જો મોટા પાપના કરનાર નથી. હોતાતો મરણ પછી નરકમાં ન જતાં તરત ક્ષુદ્ર જીવરૂપે આ લોકમાં જન્મે છે. આવા ક્ષુદ્ર જંતુઓથી જગત ભરેલું છે. આવી ત્રીજી ગતિ પ્રાણીઓની હોય છે અને તેમાં પંચાગ્નિ વિદ્યાનો પરિણામ ક્રમ હોતો નથી. ઘણા પ્રાણીઓ અયોનિભાવે ઉદ્ભિજ્જ ક્રમથાજ જન્મે છે, અને આવી અયોનિજ ઉત્પત્તિ સીતા દ્રૌપદીના સંબધમાં સ્મૃતિઓમાં વર્ણવાએલી પણ છે. સ્વર્ગલોકમાં એટલે ચંદ્રલોકમાં જનારા પુણ્યવાનો જે ક્રમથી ચઢે છે તે—૧ ધૂમ, ૨ રાત્રિ, ૩ કૃષ્ણપક્ષ, ૪ દક્ષિણાયન, ૫ પિતૃલોક, ૬ સવત્સર, ૭ આકાશ, ૮ ચંદ્રમાં આ પ્રકારનો છે.

ઉતરવાનો ક્રમ ચંદ્રમાંથી આકાશમાં, આકાશમાંથી વાયુમાં, વાયુમાંથી ધૂમ જેવા વરાળરૂપમાં, ધૂમમાંથા મેઘમાં, મેઘમાંથી વૃષ્ટિના રૂપમાં, વિષ્ટિરૂપમાંથી પૃથ્વીમાં, ત્યાંથી ધ્યાનની રૂપમાં. ત્યાંથી અન્ન ખાનારનાં શરીરમાં ત્યાંથી વીર્ય રૂપમાં અને છેવટે માતૃના શરીરમાં પ્રવેશ કરે છે. જ્યારે સ્વર્ગ લોકમાં જઈ આવનારને પણ આવો અશુદ્ધ માર્ગ છે તો શાસ્ત્રી કર્મમાં કોણ પ્રેરાય ! તેના ઉત્તરમાં સૂત્રકાર કહે છે કે આ ક્રમમાં વનસ્પતિ આદિ શરીરમાં અનુશયી જીવ, માત્ર સંસર્ગવાળાળાજ રહે છે, તેમને ભોગ યતના હોતી નથી, તેઓ વનસ્પતિના મુખ્ય જીવથી જુદા હોય છે.

જે યોનિમાં સંબંધમાં અનુશથી આવે તે યોનિના આકારવાળો જન્મે છે.

ધૂમ વિગેરે શબ્દો કહ્યા તે ભૌતિક અર્થના વાંચક નથી પરંતુ તેને વસીના અધ્યક્ષ દેવતા વાંચક છે.

ચંદ્રલોકના અધ્યક્ષ "સોમરાજા" કહેવાય છે અને ઇષ્ટ કર્મ કરનારા તે અધ્યક્ષના સમાન આકારવાળું અમૃતમય અથવા રસમય શરીર પ્રાપ્ત કરી તે લોકમાં નિવાસ કરે છે.

દેવયાનથી ગતિ કરનાર જીવનો ગતિનો ક્રમ આ પ્રમાણે છે. સ્થૂલ દેહમાંથી બ્રહ્મરંધ્રથી છુટા પડી પછી સૂર્ય રસ્મિ વડે તે, તે તે લોકના આતિવાહિક અધ્યક્ષની મર્યાદામાં જાય છે તેની પરંપરા ૧ અર્ચિ, ૨ અહઃ (દિવસના અભિમાની દેવતા) ૩ શુકલપક્ષના અભિમાની દેવતા, ૪ ઉતરાયણુ માસોની અભિમાની દેવતા, ૫ સવત્સરની અભિમાન દેવતા, ૬ દેવલોક જેમાં વાયુલોકનાં અન્તર્ભાવ થાય છે, ૭ આદિત્ય મંડળ, ૮ ચંદ્ર મંડળ, ૯ વિધુ મંડળ ૧૦ વરૂણુ મંડળ, ૧૧ ઇન્દ્ર, ૧૨ પ્રજાપતિ એ પ્રમાણે બાર પાર્વતી થાય છે. વિધુન્મંડલ સુધી મનુષ્યાકાર આતિલાહક દેવનું રૂપ હોય છે. તેનાથી ઉપર અમાનુષ પુરૂષ આતિવાહક પદ લે છે. આ પ્રમાણે પ્રજાપતિના લોકમાં આવી કાર્ય બ્રહ્મ અથવા અપર બ્રહ્મને પ્રાપ્ત કરે છે.

બ્રહ્મસૂત્ર ત્રીજો અધ્યાય.

## શ્વેતકેતુના પિતા ઉદ્દાલકે કહ્યું.

પિંડમાં લીધેલા અન્નનો સ્થૂલ ભાગ મલ બને છે, સૂક્ષ્મ ભાગ માંસ બને છે, અને કારણુ ભાગ મન બને છે, પીધેલા જલનો સ્થૂલ ભાગ મૂત્ર બને છે, સૂક્ષ્મ ભાગ રકત બને છે, અને કારણુ ભાગ પ્રાણુ બને છે, પિંડમાં ગયેલા તેજસ્ તત્વનો સ્થૂલ ભાગ અસ્થિ બને છે, સૂક્ષ્મ ભાગ મજ્જા બને છે, અને કારણુ ભાગ વાણી બને છે.

त्रयं च मातृसंबंध्धं रक्तं मांसं च मेदसा ।
त्रयं च पितृसंबंध्धं अस्थि च जैत्र शुक्रगम् ।
चैतन्य वायुरग्निश्च त्रयसंबंध ईश्वरात् ।

માતા તરફથી લોહી માંસ અને મેદ પ્રાપ્ત થાય છે,
પિતા તરફથી અસ્થિ ચર્મ અને શુક્ર વારસામાં મળે છે, પરંતુ ચેતન્ય પ્રાણવાયુ અને અગ્નિત્ત્વ ઇશ્વરનો વારશો છે.

## વિધિ નિષેધ

વેદાધ્યયન તે બ્રહ્મયજ્ઞ, તર્પણ તે પિતૃયજ્ઞ, હોમ તે દેવયજ્ઞ, બલિ તે ભૂતયજ્ઞ અને અતિથી સપ્તર્પણ તે પિતૃયજ્ઞ, એવા પાંચ અહિંસાત્મક અને નિત્યગૃહ યજ્ઞ કરેલા છે અને પાંચ યજ્ઞોથી અનુ-ક્રમે ઋષિ, પિતૃ, દેવ, ભુત અને મનુષ્યને તૃપ્ત કરીને પછીજ ગૃહસ્થ માત્રે પોતે અન્નગ્રહણ કરવું એવો ગૃહસ્થાશ્રમનો ધર્મનો વિધિ છે, (મનું. ૩. ૬૮. ૧૨૩.) આ યજ્ઞ કર્યાપછી જે અન્ન બાકી રહે તેનું 'અમૃત' એવું નામ છે, અને સર્વ માણસ જમી રહ્યા પછી જે અન્ન બાકી રહે તેનું 'વિઘસ એવું નામ છે (મનું. ૩. ૨૮૫.) આવા પ્રકારનું 'અમૃત' અને 'વિઘસ' અન્નજ ગૃહસ્થોને માટે શ્રેયસ્કર છે. અને તે પ્રમાણે ન કરતાં કોઇ કેવળ પોતાના પેટ માટેજ અન્ન રાંધીને ખાય છે તો તે મનુષ્ય 'અઘ' એટલે પાપનું ભક્ષણ કરે છે અને તેને 'અઘાશી' એમ કહેવું જોઇએ, એમ :મનુ-સ્મૃતિમાંજ નહિ પણ ઋગવેદમાં અને ગીતામાં પણ કહેલું છે. (ઋ. ૧૦. ૧૧૭. ૬. મનુ. ૩. ૧૮. ગી. ૩. ૧૩.) આ સ્માર્ત પંચ મહાયજ્ઞ સિવાય દાન, સત્ય. દયા, અહિંસા એવા બીજા ભૂત માત્રને કલ્યાણના આપવા વાળા ધર્મો પણ ઉપનિષદોમાં તેમજ સ્મૃતિ ગૃહસ્થને માટે વિહિત ગણાવેલા છે. (તૈ. ૧. ૧૧.) અને તેમાંજ

કુટુંબની વૃદ્ધિ કરી વંશ કાયમ કર, ' प्रजातंतुमाव्यवच्छेत्सीः"
એવા સ્પષ્ટ ઉલ્લેખ છે.

આ સર્વ કર્મ એટલે એક પ્રકારનો યજ્ઞજ મનાય છે, અને તે કરવાનું કારણ તૈતિરીય સંહિતા એવું કહે છે કે, બ્રાહ્મણ જન્મતાની સાથે પોતાની પીઠ ઉપર ત્રણ પ્રકારનાં ઋણ લઇને જન્મે છે, એક ઋષિનું બીજું દેવોનું ત્રીજું પિતૃનું, તે પૈકી ઋષિનું રૂણ વેદાભ્યાસથી, દેવનું યજ્ઞથી અને પિતૃનું પુત્રાત્પત્તિથી ફેડવું જોઇએ. તે વિના તેની ગતિ થતી નથી. (તૈ. સ. ૬. ૩. ૧૦. ૫.) તૈતિરીય સંહિતાનું વચન આવુ છે जायमानो वै ब्राह्मणस्त्रिभि रूणवा जाय ब्रह्मचर्येणाषिभ्यो यज्ञेन दवेभ्यः प्रजया पितृभ्यएषना अनृणो यः पुत्री यज्वा ब्रह्मचारि वासिति ॥

જરત્કારૂ આ પ્રતાણે વર્તતાં લગ્ન કર્યાં પહેલાંજ ઉગ્ર તપશ્ચર્યાં કરવા લાગ્યો ત્યારે સંતાન ક્ષયના ભયથી તેના યાયાવર નામ પિતૃઓ આકાશમાં લટકતાં તેની દ્રષ્ટિએ પડવા માંડયા, અને તેમની આજ્ઞાથી પછી તેણે લગ્ન કર્યું એવી ભારતના આદિ પર્વમાં એક કથા છે. (મ. ભા. આ. ૧૩)

आरंभयज्ञाः क्षत्राश्च हविर्यज्ञाविशः स्मृताः ।
परिचार यज्ञाः शूद्राश्च जपयज्ञाद्विजातयः ॥

આરંભ (ઉદ્યોગ), હવિ સેવા અને જપનો ચાર પ્રકારનો યજ્ઞ, ક્ષત્રી, વૈશ્ય, શુદ્ર. અને બ્રાહ્મણ એ ચાર વર્ણોને માટે અનુક્રમે વિહિત છે એમ કહેવું છે. (મ. ભા. શાં. ૨૩૭. ૧૨)

उपाध्यायान्दशाचार्यः आचार्याणांशनंपिता ।
सहस्त्रं तु पितृन्माता गौरवेणातिरिच्यते ॥

ઉપાધ્યાયથી દશ ગણા આચાર્ય, આચાર્યથી સો ગણા પિતા, પિતાથી સહસ્ર ગણા માતા એમ ઉતરતો ગૌરવ વડે છે. (મનુ. ૨.૧૪૫)
ગીતા રસ્ય લોકયમાન બાળ ગંગાધર તીલક

मोक्षस्य नहि वासोस्ति न ग्रामांतर. मेवनवा ।
अज्ञान हृदय ग्रंथिनाशो मोक्ष इति स्मृतः ॥

મોક્ષ એ અમુક કોઇ ઠેકાણે રહેલો છે અથવા તો કોઇ બીજો દેશ અથવા બીજું ગામ છે. એમ નથી, આપણા હૃદયમાં રહેલી અજ્ઞાન ગ્રંથિનો નાશ તેનું નામજ શાસ્ત્રમાં મોક્ષ કહેલું છે.
શીવગીતા. ૧૩. ૩૨

तपो विद्याच विप्रस्य निःश्रेयसकरंपरम् ।
तपसा कल्मषंहंति विद्ययाऽमृतमश्नुते ॥

તપ અને વિદ્યાએ બ્રાહ્મણનાં પરમ નિશ્રેયસ આપનાર છે.
તપથી પાપ નાશ થાય છે અને વિદ્યાથી અમૃત એટલે મોક્ષ મળે છે. મનું. ૧૨. ૧૦૪.

अर्थस्य पुरुषो दासो दास स्वार्थो न कस्य चित् ।
इति सत्यं महाराजबध्धोऽस्म्यर्थेन कौरवैः ॥

મનુષ્ય અર્થનો ગુલામ છે; અર્થ કોઇનો ગુલામ નથી; હે મહારાજ ! સત્ય આ છે મને કૌરવોની સાથે અર્થે બાંધી દીધેલો છે.
(મ. ભા. ભી. અ. ૪૩ શ્લો. ૩૫. ૫૦૬૬)

ઇશ્વર પરનો પ્રેમ માણસને ખરેખરો સુખી બનાવે છે, ઉંચામાં ઉંચો સુખ ને ઉંચામાં ઉંચો સંતોષ ઇશ્વરના મરજીને આધીન થવામાં છે.

જે પોતાનો મન જીતે છે તે આ દુનિયામાં ઘણો જય મેળવે છે અથવા સર્વજીત કહેવાય છે.

ગત વસ્તુનો શોચ ન કરવું, જો તેમ કરવા જઇએ તો તેથી કંઇ હાથ આવતું નથી માંટે સુજ્ઞજનોએ વૃથા શોચને મુકવું.

મોટામાં મોટું વચન એજ કે જે પાળી શકાય માટે વચન આપતી વખતે વિચારવાનું છે કે મારાથી વચન પાળી શકાશે? તોજ વચન દેવું.

સદાચારી પુરૂષના ચરિત્રનું અનુકરણ કરવો અને તત્ત્વ વસ્તુનો ગૃહણ કરવું, અને અસારનું ત્યાગ કરવું તેમાંજ શ્રેય છે,

દુરગુણી વિચારને મગજમાં જગ્યા કદી પણ આપવી નહિ. જો ત્યાં એકવાર ફાવી જાય છે તો તે અંતઃકરણને મલીન કરી અને કેડો પણ મેલતા નથી, માટે તેવા વિચારને પ્રવેશ કરવા દેવું નહિ એજ શ્રેષ્ઠ પુરૂષનું કર્તવ્ય છે.

બીજાને ઉપદેશ દેવા ઘણા લોકો તૈયાર થાય છે પણ પોતા ઉપર પ્રસંગ આવ્યો કે, ડહાપણ વિસરી જવાય છે.

કોઇ વખતે ક્રોધી, કોઇ વખતે સંતોષી એવા ક્ષણે ક્ષણે રૂષ્ટ તુષ્ટ થનારા જે અવ્યવસ્થિત ચિત્તવાળા છે તેની મૈત્રી કે કૃપા અતિ ભયંકર છે.

અતિથી, બાળક, પત્ની, માતા અને પિતા એનું હંમેશાં પોષણ કરવું.

સુજ્ઞ મનુષ્યોની વાર્તાલાપ એજ ઉત્તમ રસ્તો છે, ઉત્તમ મનુષ્યોનું ભાષણુ આપણુને ખુશી કરે છે, તથા મિત્રતા આપણુને ઉત્તમ વિચારવાળા બનાવે છે.

વિષ અને વિષયમાં ઘણોજ અંતર છે પરંતુ વિષ તો ખાવાથી મરણુ થાય છે પણુ વિષય તો સ્મરણુ માત્રથી દુઃખ ઉત્પતિ કરે છે અનેક જન્મ મરણુનાં દુઃખો ભોગવવા પડે છે.

શાસ્ત્રનું શ્રવણુ કરવાથી ધર્મ સમજાય છે. કુમતિ દૂર થાય છે જ્ઞાન પ્રાપ્તિ થાય છે અને મોક્ષ પણુ શાસ્ત્ર શ્રવણુથી મળે છે.

## મૌક્તિક—એકાદશ.

### સુબોધ શ્લોક સંગ્રહ.

પ્રાચીન સમયમાં આર્યાવૃતમાં ગુરૂકુલોની સંસ્થાઓ હતી અને તેમાં આર્ષ ગ્રન્થોના અભ્યાસ કંઠસ્થ હતો પરંતુ કાળચક્રના પ્રવાહર્થી પરિવરતનવાળુ જગત આજે અધોગતિના આરા પાસે આવી ગયું છે. તેનો પુનરોદ્ધાર પ્રભુ કરશે. રૂષિ–મુનિઓ જગતને સદ્બોધ આપી મહાપુરૂષાર્થથી વિદ્યા સંપાદન કરી અને અમુલ્ય ખજાનો રાખી ગયાં છે તેમાંથી દેવ ભાષાના શ્લોકો ચુટી કાઢી તેનો સંગ્રહ કરી જનતાને સદ્બોધ થાય અને પ્રાંચીન સ્થિતિએ કેમ આવી શકાય અને તેનું અનુકરણુ કેમ થાય તેવા સદબોધક હજારો શ્લોક છે. પરંતુ શ્રમ સાધ્ય હોવાથી આમાં જરૂર ખપતા શ્લોકો દાખલ કર્યાં છે તેથી પ્રાચીન દેવ ભાષાનો પ્રભાવ કેવો હતો ત્થા તેમાં કેવા પ્રકારનું જ્ઞાન ભર્યું છે અને તેમાંથી કેટલા ફાયદોં થાય છે તે વાંચવાથી ખાત્રી થશે.

आचारः परमो धर्म सर्वेषामितिनि निश्चयः ।
हीना चार परीतात्मा प्रेत्यचेह विनश्यति ।
आचार हीनस्यतु ब्राह्मणस्य वेदाः षद् ङ्ग०। अखिलाः सपक्षाः।
काम्प्रीनि मुत्यादयि तुं समर्था अन्धस्य दारा इव दर्शनीया.।
अथाचारान् प्रवक्षाम्या चाराल्लभते धर्म्ममाचारा देव
धनमाचारा देव सुखमाचारा देव मोक्ष माप्नुयात् ।
विद्या विनाशे पुनरभ्यु पैति ज्ञाति प्रणाशेत्विह सर्वनाशः।
कुलाप देशोनहयोऽपिपूज्यः ।

શ્રુતિ પ્રમાણાનુકુળ વસિષ્ટ તથા ગૌતમ ઋષિ પણ સ્પષ્ટ લખી ગએલ છે કે આચાર એજ પરમ ધર્મ છે. અનાચારી તથા અધર્મી પોતાના લોક તથા પરલોક બન્નેને નષ્ટ કરે છે. જેવી રીતે આંધળાની રૂપાળી સ્ત્રીનું રૂપ વ્યર્થ છે તેવીજ રીતે શિક્ષા, કલ્પ, વ્યાકરણ વગેરે છએ અંગ સહિત સમગ્ર ચારે વેદનો સંપૂર્ણ પાઠ પણ આચારહીન બ્રાહ્મણનો વ્યર્થ જાય છે.

ધર્મ ધન, સુખ અને મોક્ષની પ્રાપ્તિ આચાર શીલને અવશ્ય થાય છે. વિદ્યા જો નષ્ટ થાય તો ફરીને ભણવાથી તથા અભ્યાસ કરવાથી પ્રાપ્ત થાય છે, પણ આ ચાર દોષ વડે અથવા તો અધમાચરણ વડે તો જાતિનો નાશ થાય છે. અર્થાત્ આચાર દોષ તથા અધર્માચરણ સર્વથા નાશનાં મૂળ છે.

दानं सत्यं तपो लोको विद्येज्या पूजनं दमः ।
अष्टैतानि चरित्राणि शिष्टाचारस्य लक्षणम् ।

शिष्टा यस्माश्चरन्त्येनं मनु सप्तर्षयश्चह ।
मन्वतरेषु. सर्वेषु शिष्टाचार स्ततः स्मृतः म० पु० ।

દાન. સત્ય તપશ્ચર્યા, લોકાચાર, વિદ્યાભ્યાસ, યજ્ઞ કરવો, ભગવત પૂજન. ઇન્દ્રિયનિગ્રહ, એ આઠ કર્મોનું નિત્ય પાલન કરવું એનુંનામ શિષ્ટાચાર.

શિષ્ટ શિરોમણી મનુ અને સપ્તર્ષિ દરેક મન્વન્તરમાં એવું આચરણ સર્વથા કરે છે. તે કારણસર એ શિષ્ટાચાર કહેવાય છે.

अक्रोध वैराग्य जितेन्द्रियत्वं
क्षमा दया शांति जनप्रियत्वम् ।
निर्लोभ दाता भय शोक हर्ता
ज्ञानि गुणानां दश लक्षणानि ॥

અર્થ:-અક્રોધ, વૈરાગ્ય, ઇન્દ્રિનિગ્રહ, ક્ષમા, દયા, શાંતી, જનતામાં પ્રીય થવું, નિરલોભ, દાતા, ભય, શોક હરણકરનારૂં એ પ્રમાણે જ્ઞાનિના એ દશ લક્ષણો છે.

हीयते हि मतिस्तात हिनैः सह समागमात् ।
समैश्च समता मेति विशिष्टैश्च विशिष्टाताम् ॥

હલકા આદમીના સંગથી બુધ્ધિ અધોગતિને પામે છે સરખે સરખાની સંગતિથી બુધ્ધિ સરખી રહે છે અને મહાપુરૂષના સમાગમથી બુધ્ધિ ઉત્તમ થાય છે.

(પંચતંત્ર)

नहि पश्यति जन्मांधः कामांधो नैव पश्यति ।
न पश्यति मदोन्मत्तः अर्था दोषान्न पश्यति ॥

જેમ જન્માંધ દેખતો નથી, તેમ કામાંધ મદોન્મત તથા મતલબી પુરૂષો દોષને જોતા નથી.

यदि नात्मनि पुत्रेषु न चेत्पुत्रेषु नप्तृषु ।
न त्वेव तु कृतोऽधर्मः कर्तुर्भवति निष्फलः ॥

મ. અ. ૪-૧૭૩.

અધર્મ કરનારને અધર્મનું ફળ મળ્યા વગર રહેતો નથી. કદાપિ કરનારને પોતાને ન મળ્યું તો તેના પુત્રને મળે છે. પુત્રને ન મળ્યું તો તેના પૌત્રને મળે છે, પરંતુ નિષ્ફળ બનતું નથી.

परोक्षेकार्ये हन्तारं प्रत्येक्षे प्रियवादिनं ।
वर्जये तादृशं मित्रं, विषकुंभ पयोमुखं ॥

સમીપમાં મધુર બોલે, પાછડ કાર્યનો નાશ કરે એવા મિત્રનો ત્યાગ કરવો, જેમ કળશીયા ઉપરના ભાગમાં દૂધને ને અંદર વિષ હોય તેમ.

मित्रद्रोहि कृतघ्नश्च, तथा विश्वास घातकः ।
त्रयस्ते नरकं यांति, यावत्चंद्रदिवाकरौ ॥

મિત્રનો છળ કરનાર, ઉપકાર કરનારનું બુરૂં કરનાર અને વિશ્વસઘાત કરનાર એ ત્રણે જણ જ્યાં સુધી સૂર્ય ચંદ્ર તપે છે ત્યાંસુધી નરકમાં રહે છે.

ददाति प्रति गृहणाति, गुह्यमाख्यातिपृच्छति ।
भुक्ते भोजने चैव, षडविधं प्रीति लक्षणं ॥

પોતાના મિત્રને કોઇ પદાર્થ જોઇએ તો તે આપણી પાસે હોય તો આપવો, અને તેની પાસે હોય અને આપણને જોઇએ તો લેવો. છાની વાત એક બીજાને કહેવી, અને શાંભળવા તેને ઘેર જમવું ને પોતાને ઘેર જમાડવું, એ છ પ્રીતીનાં લક્ષણ છે.

संसार कटु वृक्षस्य, द्वे फले अमृतोपमे ।
सुभाषितं च सुस्वाहु संगतिः सुजनेजने ॥

સંસાર એક કડવું ઝાડ છે, પણ તેના બેજ ફળ અમૃતની ઉપમાં આપીએ એવાં છે તે મીંઠા શબ્દ અને સારા માણસની સંગતી

जाड्य धियोहरति, सिंचतिवाचि सत्यं
मानो न्नति दिशति पाप मया करोति
धितः प्रसाद यति दिक्षु तनोति कीर्ति
सत्संगतिः कथय किन्नकरोतिपुंसाम् ॥

સત સંગતિ બુધ્ધિનું (જાડાપણું) દૂર કરે છે સ્થુલ વાણીમાં સત્યતાનો સંચય કરાવે છે. માન વધારે છે, પાપનો નાશ કરે છે, ચિત્ત પ્રસન્ન કરે છે. અને દશે દિશામાં કિર્તિનો વિસ્તાર કરે છે. માટે કહો સત્સંગ શું નથી કરી શકતો અર્થાંત સત્સંગથી સારાવાના થાય છે, સત્સંગથી સારવાના તથા આત્મા ઉન્નતી મેળવી શકે છે.

स्वतः प्रमाणं परत प्रमाणं शुकागनायत्रमिरं गिरन्मि ।
शिष्यो प शिष्यै रूप शोभितानम्
अवेहितन्मंडनमिश्रधाम ॥

नोचगेहाः स्थूलपटा, यथा सं प्राप्त भोजनः ।
ते नरा नहि सीदंति, यावत्चंद्रदिवाकरौ ॥

વિશેષ દાધરાવાળા ઉંચા ઘરમાં નહિં. પણ નીચા ઘર જેને મહેલ સમાન છે, જાડાં વસ્ત્રો, પોતાની સંપતિ પ્રમાણે ભોજન અર્થાત ઇશ્વર ઇચ્છાનુંસાર મળેલ સાધનમાં પરમ સંતુષ્ટ છે, તે મનુષ્યો જ્યાંસુધી સૂર્ય ચંદ્ર હૈયાત છે ત્યાં સુધીની આયુષ્યવાળા હોય તો પણ કદિ દુઃખિ થતા નથી.

કહ્યું છે કે સંતોષ ન રાખે ને તૃષ્ણાવાન થઇને અત્ર તત્ર દોડયા કરે, તો પણ "ભાગ્યલિખ્યાતિ તનોહિ મિલેગો" વળી એમ સંભળાય છે કે "કર્મ વગરની ખેતી કરે, બળદ મરે કાં માંદો પડે" માટે વિવેકી વડીલો, સુજ્ઞ ભાઇઓ, શીલવંત સદગુણી બહેનો "संतोष एव पुरुष्यस्य परम् निधान" સંતોષ છે એજ માનવીઓને માટે પરમ નિધિ એટલે ઉત્કૃષ્ટ સુખનો ખજાનો છે. એ પ્રમાણે વર્તશે તે સુખી થશે.

एकाहं जपहिनस्तु संध्याहीनो दिनत्रयम् ।
द्वादशाह मग्निश्च शूद्र एव न संशय ॥

એક દિવસે જે જપ રહીત છે, ત્રણ દીવસ જે સંધ્યા રહિત છે અને બાર દીવસ જે અગ્નિ હોમ કાર્યા વિના રહે છે તે નિશ્ચયે શુદ્રજ છે.

दुर्जन समं न सख्य प्रीति चापि न कारयेत् ।
तुष्णो दहति चांगारः शीतकृष्णायतेकरम् ॥

દુર્જન સાથે પ્રીતી કયારે પણ ન કરવી સબબ કે કોલશા ગરમ હોય તો હાથને બાળે અને ઠંડા થઇ જાય અને હસ્ત સ્પર્શ કરે તો હાથ કાળા થાય

यौवनं धनं संम्पति,
प्रभुत्व मविवेकिता,
एकैक मप्यनर्थाय किमु यत्र चतुष्टपम् ॥

भिद्यते हृदय ग्रंथिच्छिद्यन्ते सर्वे संशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् द्रष्टे परावरे ॥

તેનીજ હૃદયની ગ્રન્થિ કપાઇ ગઇ છે, તેનાજ સંશય માત્ર દૂર થઇ ગયાં છે, અને તેનાજ કર્મના ફળ ક્ષય થઇ ગયા છે. કે જેણે તે ઇશ્વરનું દર્શન કર્યું છે. જે પાસેનો પાસે અને દૂરનો દૂર છે તેનું જેણે દર્શન કર્યું છે.

त्वं स्त्री त्वं पुमानसि त्वं कुमार उतवा कुमारी ।
त्वं जीर्ण रण्डेन वञ्चसि त्वं जातो भवसि विश्वतोमुखः ॥
श्वेताश्वेतर उपनिषद्

તું સ્ત્રી છે, તું પુરૂષ છે. તું કુમાર છે, તુ કુમારી છે, તું હાથમાં લાકડી લઇને ચાલનાર વૃદ્ધ પુરૂષ છે તેંજ આખા જગતમાં જન્મ ધારણ કર્યો છે.

वाग् वैखरीं शब्द झरी शास्त्र व्याख्यान कौशलम् ॥
वैदुष्यं विदुषां तद्वद भुक्तयेन तु मुक्तये ॥

નાના પ્રકારના શાસ્ત્રના અર્થ કરવાની કુશલતા હોવી એ તો માત્ર પંડિતોના વિનોદનું સાધન છે, મુક્તિનું સાધન નથી.

उत्तमो ब्रह्मस द्भावो ध्यान भावास्तु मध्यमः।
स्तुतिं जपोऽ धमो भावो बाह्य पूजा धमाधमः॥

સર્વત્ર બ્રહ્મનું દર્શન થાય એ સર્વોત્તમ છે, ધ્યાન મધ્યમ છે. સ્તુતિ અને જપ કનિષ્ટ છે, અને બાહ્ય પૂજા તેથી પણ કનિષ્ટ છે.

न धनं न जनं न सुन्दरी कविता
वा जगदीश का मये ॥
मम जन्मनि जन्म नीश्वरे
भवता द्भक्ति रहै तु कीत्वयि

જે જગદીશ્વર! હું ધન, સગા, સુંદર સ્ત્રી, વિદ્વતા, એમાનું કાંઇપણ ઇચ્છતો નથી. માત્ર જન્મો જન્મ તમારી અહૈતુકી ભક્તિજ માંગું છું.

दुर्लभं त्रयमे वैतत् देवानुग्रह हेतु कम् ॥
मनुष्य त्वं मुमुक्षु त्वं महापुरुष संश्रयः॥

આ ત્રણ પદાર્થ દુર્લભ છે, તે માત્ર ઇશ્વરની કૃપાથીજ પ્રાપ્ત થાય છે. અથવા મહાત્મા પુરૂષોના કૃપાથી એક તો મનુષ્ય જન્મ બીજું મુમુક્ષુપણું ત્રીજો મહાત્માનો સમાગમ.

न चेन्द्रस्य सुखं किंचिन्न सुखं चक्रवर्तिनः ।
सुख मस्ति विरक्तस्य मुनेरेकान्त जीविन ॥

ઇન્દ્રને પણ જરા સુખ નથી, તેમ ચક્રવર્નીને પણ નથી. પરંતું એકાંતમાં જીવન ગાળનારા વિરકત મુનીનેજ સુખ હોય છે,

आयुर्वितं गृहच्छिद्रं मंत्र मैथुन मेषजम् ।
दान मानापमानंच नव गोप्यानि यत्नतः ॥

આયુંષ્ય, ધન, ઘરની વાતચીત, મંત્ર, મૈથુન, ઔષધ, દાન, માન, તથા અપમાન, આ નવ સંભાળથી છાના રાખવા જોઈએ.

शतं विहाय दातव्यं सहस्रं स्नानमा चरेत् ।
लक्षं विहाय भोक्तव्यं कोटि तकत्वा हरि स्मरेत्॥

સો કામ મુકીને પણ દાન કરવાનો પ્રસંગ આવે તે વેળા દાન કરવું. સમય જાય ત્યારે હજાર કામ મુકીને સ્નાન કરવું. વળી ક્ષુધા લાગે ત્યારે લાખ કામ મુકી દઇને જમવું, અને ભગવાનનું સ્મરણ તો કરોડ કામ પણ પડતાં મુકીને કરી લેવું, કેમકે આ ક્ષણભંગુર દેહનો કિંચિત પણ ભરોસો નથી.

चित्तस्य शुध्ध ये कर्म नतु वस्तु षलब्धये ।
वस्तु सिद्धि विचारेण न किंचित्कर्म कोटिभिः

'विवेक चूडामणि"

કર્મ, ચિત્તની શુદ્ધિને માટે છે, વસ્તુ પ્રાપ્તિ માટે નથી. વસ્તુ સિદ્ધિ તે વિચારથી થાય છે, કોટી કર્મોથી લેશ પણ થતી નથી.

मातृवत् परदारेषु परद्रवेषु लोष्टवत्
आत्मवत् सर्वभुतेषु यः पश्यति स पश्यति ॥

જેની વૃતિ પર સ્ત્રીમાં માતા સમાન છે, જે પર દ્રવ્યને માટીના ઢેફાં સમાન માને છે તથા ભૂત માત્રને પોતાના તુલ્ય જુવે છે, તેજ ખરેખરો જોનારો છે.

पुन रपि जननं पुनरपि जननी ज ठरे शयनम् ।
इहसं सारे खलु दुस्तारे कृपया पारे पाहि मुरारे ॥

ફરીને જન્મ, ફરીને મરણ અને ફરીને પાછું માતાના ઉદરમાં આવવું થાય છે. આ રીતે દુસ્તર એવા આ અપાર સંસારમાંથી હે મુરારી! કૃપા કરીને મારૂં પાલન કરો.

दीपो भक्ष ते ध्वान्तं
कज्ज लंच प्रसुयते ।
यदन्नं भक्षयन् नित्यं
जायते ता द्रशीं प्रजाः॥

**અર્થ**:-દીવો હંમેશાં અંધરાનું ભક્ષણ કરે છે. તેથી તેનામાંથી કાજળ નિકળે છે તે રીતે અનિષ્ટ ભોજન ખાવાથી માણુસની બુધ્ધિ બગડે છે અને પ્રજા નઠારી ઉત્પન્ન થાય છે કારણ કે ખોરાકથીજ વિર્ય બંધાય છે. અને તેથીજ પ્રજા ઉત્પન્ન થાય છે માટે તેવા ભોજન કરવા નહિ.

---

નિષ્કામથી ચિત્ત સુધ્ધિ થાય છે.

आहार शुधौ सत्य शुद्धि,
सत्व शुध्धौ ध्रुवा स्मृति ।। छांदोग्य उ०
स्मृति लंभे सर्वे ग्रंथिना विप्र मोक्षः ।।

**અર્થ**:-શુદ્ધ આહાર કરવાથી અંતઃકરણ શુદ્ધિ થાગ છે. અંતઃ-કરણ શુદ્ધ થવાથી મન સ્થિર થાય છે, અને મનની સ્થિરતાથી વિષયોમાંથી વાસનાઓ દુર થાય છે.

आयुः सत्व बलारोग्य सुख प्रीति विव र्धतः।।
रस्यास्निग्धाः स्थिराहृधा आहारा सात्विक प्रियाः।। શ્રી ગીતા.

**અર્થ**:-આયુષ્ય, બલ આરોગ્ય, સુખ, પ્રીતિ, વિગેરેની વૃધ્ધિ કરનારા રસમય, ધૃત, તૈલ યુકત, પોષક તત્વ યુકત અને પ્રિય લાગે તેવા આહારો, સાત્વિક મનુંષ્યને પ્રીય હોય છે અર્થાત તેવા આહાર સાત્વિક છે.

सत्व शुधौ सोमन स्यैका ग्र्येंद्रिय जय
आत्म दर्शन योग्यत्वानिचः।। योगसूत्र.

**અર્થ**:-સત્વ શુધ્ધિથી મનની પ્રસન્નતા ઐકયતા ઇન્દ્રિયો ઉપર વિજય અને આત્માના સાક્ષાકતારની યોગ્યતા પ્રાપ્ત થાય છે.

अधुना तु कलौ सर्वे विरूध्याचार तत्पराः ।
स्वाध्यायादि क्रियाहीनास्तथा ।। चार पराङ्मुखाः ।।

क्रियमाणं तथा चारं विधिहीनं प्रकुर्वते ।
विक्षिप्त मनसा भ्रान्ता जीह्वोपस्थ परायणाः ।।

व्रातप्रायाः स्वतो दुष्टा स्तत्र धर्मः कथ भवत् ।
षड्भिः संपद्यते धर्मस्ते दुर्लभतराकलौ ॥
(निबंध सर्व २१२, १३, १४.)

અર્થ:-હાલ કલિયુગમાં તમામ વર્ણો વિરૂધ્ધાચારમાં તત્પર, વેદાધ્યયનાદિ ક્રિયાથી રહિત, અને સદાચારથી વિમુખ છે તેઓ વિક્ષિપ્ત મનવાળા અને, ભ્રાન્તિવાળા અને જીભ અને ઉપસ્થના સ્વાદથી લોભાયેલા છે. તેઓ વિધિહીન કર્મો અને અનાચાર કરે છે. તેઓ સંસ્કાર રહિત છે, અને જાતે દુષિત છે, એટલે આંતર શુધ્ધિ અને સંસ્કાર શુદ્ધિ વિનાના છે, એમ હોવાથી તેઓથી ધર્મ શી રીતે થાય કેમ કે? છ વસ્તુ (દેશ, કાળ, દ્રવ્ય, મંત્ર, કર્ત્તા અને કર્મ) શુધ્ધ હોય તો ધર્મ સિધ્ધ થાય છે, તેવી શુધ્ધિ આ કલિયુગમાં મળવી દુર્લભ છે.

सत्यं ब्रूयात् प्रियं ब्रूयान्न
ब्रूयात् सत्य म प्रियम्
प्रियं च नानृत्वं ब्रूयादेष
धर्मः सनातनः ॥

અર્થ:-સાચુ બોલવું તે પ્રિય બોલવું પરંતુ માઠું લાગે તેવું સાચું ન બોલવું તેમ સારૂં લાગે તેવું જુઠું પણ ન બોલવું.
આ સનાતન ધર્મ છે.

॥ મનુસ્મતિ ॥

नारींकेल समाकारा
द्रष्य वोऽपीह सज्जनाः ।

अन्ये बदरीकाकारा
बहिरेव मनोहरा ॥

અર્થ:-નારીયેલ જેવા એટલે ઉપર કઠીન અને અંદર કોમળ સ્વભાવવાળા સજ્જનો હોય છે, અને બીજાઓ બોરડીના ફળ જેવા એટલે ઉપર થોડા કોમળ અને અંદર કઠીણુ સ્વભાવવાળા હોય છે.

नाहं वसामि वैकुंठे, योगिना हृदयऽपिवा ।
मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्टामि नारद ॥

અર્થ:-હું વૈકુંઠ કે યોગીઓના હૃદયમાં રહેતો નથી પણ જ્યાં મારૂં ભજન થાય છે ત્યા રહું છુ.

श्रोत्रं श्रुते नैव कुंडलेन
दानेन पाणि नेतु कंकणेन् ।
विभातिकाय खलु सज्जनानां
परोपकारै नेतु चन्देनन ॥

અર્થ:- સજજન પુરૂષને શાસ્ત્ર શ્રવણુ કરવાથી કાન શોભે છે. કુંડલોથી શોભતા નથી. દાન આપવાથી હાથ શોભે છે. કંકણુથી શોભતા નથી અને શરીર પરોપકારથી શોભે છે, કંઇ ચંદનથી શોભતી નથી.

न दुःखं दहने घर्षे
छेद्ने ताडनेऽपिमे ।

एकं मे विषमे दुःखं
गुञ्जया सतोलने ॥

અર્થ:-તોલ કરનારને ઉદ્દેશીને સુવર્ણ કહે છે કે દહન, ઘર્ષણ છેદન, અને તાડન કરવાથી પણ મને તેવું દુઃખ થતું નથી કે જેવું દુઃખ મને ગુંજાઓ (ચણોઠીઓ) સાથે તોલવાથાં થાય છે.

शयनादुत्थितो यस्तु
कीर्तयेन्मधु सूदनम् ।
कीर्तना तस्य पापानि
नाश मायान्त शेषतः ॥

અર્થ:-શયનમાથી જાગેલો પુરૂષ પરમાત્માનું કીર્તન કરે છે, તે કીર્તનથી તેના પાપો સંપૂર્ણપણે નાશ પામે છે.

ब्राह्मे मुहूर्ते यानिद्रा सा पुण्य क्षयकारिणी ।
तां करोतिद्विजोमोहात् पादकृच्छ्रेण सुध्यति ॥

અર્થ:-બ્રાહ્મણ મુહૂર્તમાં જે નિદ્રા છે તે પુણ્યને ક્ષય કરનારી છે. જે દ્વિજ મોહથી તે કાળમાં નિંદ્રા કરે છે તે પાદકચ્છથી શુદ્ધ થાય છે, માટે મુમુક્ષુને બ્રાહ્મણ મુંહૂર્તમાં ઉઠી આત્મ ચિંતન અવશ્ય કરવું.

आशाये दासास्ते दासासन्ति सर्वे लोकस्य ।
आशा येषां दासी तेषां दासायते लोकः ॥

અર્થ:-આશાના જે દાસ તે સર્વ લોકના દાસ છે, અને આશા જેઓની દાસી તેમનું સમગ્ર વિશ્વ દાસ છે.

भिद्यते हृदय ग्रन्थि
छिद्यन्ते सर्वे संशयः ।
क्षीयन्ते चास्य कर्माणि
तस्मिन्द्रष्टे परावरे ॥

અર્થ:-જેના હૃદયની ગ્રન્થી તોડાઇ ગઇ અને સર્વ સંશયો ઉડી ગયાં જેના કર્મો નાશ પામ્યા તેની દ્રષ્ટિમાં પરમાત્મા દેવ સમયક્ જ્ઞાનમાં આરૂઢ હોય છે.

क्षीरं क्षीरे यक्षिप्तं
तैलं तैले जलं जले ।
संयुक्त मेकतां याति
यथात्मन्यात्मविन्मुनिः ॥

અર્થ:-દૂધમાં દૂધ, તેલમાં તેલ ને જળમાં જળ મળવાથી જેમ એક રસ થઇ જાય છે તેમ આત્મવેત્તા મુનિ આત્મામાં મળવાથી એક રસ (કાર્યમાં લીન) થઇ જાય છે.

विहाय कामानयः सर्वान्पुमांश्चरति निस्पृह ।
निर्ममो निरहंकारः स शान्ति मधिगच्छति ॥

॥ श्रीगीताजी ॥

**અર્થ**:-જે પુરુષ સર્વ કામનાઓનો ત્યાગ કરી, નિસ્પૃહ, મમતા-રહિત અને અહંકાર રહિત થઇને વિચરે છે તે શાંતિ મેળવે છે, અને આત્મસ્વરૂપમાં નિમગ્ન રહે છે તે શાંતી મેળવે છે.

यश्चमूढं तमो लोके
यश्चबुधेः प र ग तः ।
ऊभौ तौ सुख मेधेते
क्लिश्यत्यन्तरितोजनः ॥

**અર્થ**:-જે મનુષ્ય લોકમાં મહામૂઢ હોય છે, અથવા તો મહા વિદ્વાન હોય છે, તે બન્ને પરમ સુખ ભોગવે છે, પરંતુ અર્ધ દગ્ધ મનુષ્ય કલેશ ભોગવે છે.

न सा सभा यत्र न सन्ति वृद्ध
वृद्धा न ते येन वदन्ति धर्मम् ।
ना सौ धर्मो यत्र न सत्य मस्ति
न तत्सत्यं यच्छ लेलग्नु विध्धम् ॥२३॥

જે સભામાં વૃદ્ધ પુરૂષો ન હોય, તે સભા ગણાય નહિ; અને જેઓ વૃધ્ધ હોવા છતાં ધર્મયુકત બોલે નહિ, તે વૃધ્ધ પણ ગણાય નહિ; જેમાં સત્ય ન હોય, તે ધર્મ ગણાય નહિ, જે સત્ય કદરયુક્ત હોય તે સત્ય ગણાય નહિ.

વાલ્મીકી ઉત્તર કાંડ સર્ગ ૩ ૮૯ ૩૭ ગુ પ્રે.

यस्यार्थो स्तस्य मित्राणि
यस्यार्थो स्तस्य बांधवाः ।

यस्यार्थाः सपुमोंल्लोके
यस्यार्थाः सच पंडितः ॥ ३५ ॥
यस्यार्थ सच विकांतो
यस्यार्थाः सच बुद्धिमान् ।
यस्यार्थाः स महावाहु
र्यस्यार्थाः स गुणाधिकः ॥ ३६ ॥

જેની પાસે અર્થ હોય છે તેના મિત્રો થતા આવે છે, બંધુઓ તેના સગા થતા જાય છે અને અનેક લોક પુરૂષ તથા પંડિત કહે છે, ૩૫ જેની પાસે દ્રવ્ય છે તેજ પરાક્રમી ગણાય છે અને સકલ ગુણ સંપન્ન પણ એજ ગણાય છે. ૩૬

વાલ્મીકી યુધ્ધકાંડ સર્ગ ૮૩.

પૈસાવાળાને દુનિયા આવી દ્રષ્ટિથી જુવે છે પરંતુ બહારનાં વૈભવો અહિંજ રહેવાના છે.

पंचेतानीह सृज्यंते,
गर्भस्या स्यैव देहिनः ।
आयुः कर्माच वितंच
विद्या निधन मेवच ॥

અર્થઃ-જે વખતે મનુષ્ય ગર્ભમાં આવે છે તે સમય તેને સારૂં આયુષ્ય, કર્મ, ધર્મ અથવા સંપતિ, વિદ્યા અને મરણ એવી પાંચ વસ્તુઓ મુકકર કરી રાખેલ છે.

દૈવી તથા અસુરી સંસ્કાર સાથે જીવ જન્મે છે, પરંતુ પાછળથી તેનાં સંયોગ પ્રમાણે વૃધ્ધિ થાય છે.

जलयोनि नव लक्षाणि
स्थावरा लक्ष विंशतिः
क्रमयो रुद्र सख्याकाः
पक्षिणा दश लक्षकम्
त्रिंश ल्लक्षं पशूनां च
चतुर्लक्षं तु मानुषम् ॥

| અર્થ: જલજંતુ, | ૯,૦૦,૦૦૦ |
|---|---|
| સ્થાવર | ૨,૦૦,૦૦૦ |
| ક્રમિકિડા | ૧૧,૦૦૦૦૦ |
| પક્ષી | ૧૦,૦૦૦૦ |
| પશુ | ૩૦,૦૦૦૦ |
| મનુષ્ય જાતિ. | ૪,૦૦૦૦૦ |
| | ૮૪,૦૦,૦૦૦ |

द्विजो वा राक्षसो वा ऽपि या पीवा धार्मिको ऽपि वा ।
त्यजनकलेवरं रामं स्मृत्वा याति परंपदम् ॥

અર્થ.-બ્રાહ્મણ હોય, રાક્ષસ હોય, પાપી અથવા ધર્માત્મા હોય, પરંતુ અંત સમય રામનું સ્મરણ કરી જો તે શરીરનું ત્યાગ કરે છે તો તે પરમપદને પામે છે. માટે રામ નામનું મહત્વ અપાર છે. રામ તે સગુણ સ્વરૂપધારી થોડા જીવોનો ઉદ્ધાર કરેલ છે પરંતુ નામ તે હજારો જીવોનો ઉધ્ધાર કરી શકે છે.

अन्तशाक्ता बहिशैवाः सभामध्ये च वैष्णवाः ।
नाना रूप धराः कौला विचरन्ति महितले ॥

અર્થઃ-અંદરથી શક્તિના ઉપાસક, બહારથી શિવના ભકત તથા સભાની મધ્યમાં વૈષ્ણવ એવા કલીયુગના લોકો અનેક પ્રકારના રૂપ ધારણ કરી પૃથ્વી ઉપર ફરે છે, તેમ ગુણો અલ્પ હોય તેને જ્ઞાન દ્રષ્ટિથી હટાવા જેવી હૃદયની ઉપાસના હોય તોજ રૂપ બહાર બતાવવું. દાંભીકપણું ઘણું કાળ ટકે નહિ.

ऋण शेषोऽग्नि शेषश्च व्याधि शेषस्तथैवच ।
पुनः पुनः प्रवर्तन्ते तस्मा त्रिःशेष माचरेत् ॥

અર્થ--રૂણનો શેષ તેમજ અગ્નિ અને વ્યાધિનો શેષ વારંવાર વધી જાય છે, માટે તેને નિશેઃષ કરવો. અર્થાત બાકી રાખવો નહી. તેમ અગુણો અલ્પ હોય તેને જ્ઞાન દ્રષ્ટિથી હટાવવા જેવી હૃદયની ઉપાસના હોય તેજ રૂપ બહાર બતાવવું, દાંભીકપણું ઘણું કામ ટકે નહિ,

खलः सत्क्रिय माणो पिंददानि कलहं सताम् ।
दुग्धधौतोतिकिं याति वायसः कलहंसःताम् ॥

અર્થઃ-દુષ્ટની સાથે ભલાઇ કરો તો પણ તે સજ્જનની સાથે બુરાઇજ કરશે. કાગડાને દૂધ વડે ભલે ધૂવો, પણ તે કદી હંસ થઇ શકવાનો છે!

अकरुणत्व मकारणविग्रहः परधने परयोषिति च स्पृहा ।
सुजन बन्धु जनेष्व सहिष्णुता प्रकृति सिद्ध मिदं हि दुरात्मनाम् ॥

અર્થ:-દયાહિનપણું, વિના કારણ લડવું, પારકું ધન તથા સ્ત્રીની ઇચ્છા, પોતાના મિત્ર તથા બંધુની વાતને ન સહેવી. આ સઘળું દુર્જનોમાં સ્વભાવ સિદ્ધ છે.

यस्मिन्वंशे समुत्पन्न स्तमेव निजचेष्टितैः ।
दुषयत्य चिरंणैव घुणकीट इवाधमः ॥

અર્થ:-દુષ્ટ જે વંશમાં ઉત્પન્ન થાય તે વંશને પોતાના કાર્યો વળે શીઘ્ર એવો દૂષિત કરે છે કે, જેમ નીચ ઘૂણ અર્થાત લાકડાનો જીવડો કષ્ટને કોતરી નાંખે છે, માટે આવા જીવોથી પરિચય વિચારીને કરવો કેમકે સંગની અસર મન પર જરૂર થઇ આવે છે માટે ઉત્તમ સજ્જનોના સંગમાં રહેવાની અભિલાષા રાખવી.

આગામી કર્મ

ज्ञानोत्पत्त्यनन्तरं षानि देह कृतं ।
पुण्य पाप रुपं कर्म यदस्ति तदागामी त्यभि धीयते ॥

અર્થ:-જ્ઞાન ઉત્પન્ન થવા પછી જ્ઞાની પુરૂષ પોતાના દેહ વડે જે કંઇ કર્મ કરે છે, તેને આગામિ કર્મ કહેવામાં આવે છે.

સંચિત કર્મ.

अनन्तकोटि जन्मना बीज भूतं ।
यत्कर्मजातं पूर्वाजितं तिष्टति तत्सं चितं ज्ञेयम् ॥

અર્થ:-અનેક કોટિ જન્મના બીજરૂપ થઇ જે કર્મ પૂર્વ જન્મથી મેળવવામાં આવેલું હોય છે, તેને સંચિત કર્મ કહેવામાં આવે છે.

પ્રારબ્ધ કર્મ

इदं शरीर मुत्पाद्य इह लोके एवं
सुख दुःखादि प्रदं यत्कर्म तत् प्रारब्धं ।
भोगेन नष्टं भवति प्रारब्ध कर्मणां
भोगा दवे क्षंय इति ॥

**અર્થ**:-આ શરીરને ઉત્પન્ન કરી આ લોકના સુખ દુઃખાદિને આપવાવાળું જે કર્મ છે, તે પ્રારબ્ધ છે, તથા તે ભોગવવા વડે નષ્ટ થઇ જાય છે. કારણકે પ્રારબ્ધના કર્મનો ક્ષય ભોગવવા વડેજ થાય છે.

अवश्य मेव भोक्तव्यं कृतं कर्म शुभा शुभम् ।
न भुक्तं क्षीयते कर्म कल्पकोटि शतैरपि ॥

**અર્થ**:-કીધેલું કર્મ અવશ્ય ભોગવવું પડશે. કારણકે ભોગવિના કર્મ કરોડો કલ્પ સુધી ક્ષીણ થતું નથી. માટે પોતાના કરેલા કર્મો પોતેજ ભોગવે છે તેનો ભાગીદાંર કોઇ થતો નથી. જેથી જીવને પોતાના કર્મો અવશ્ય સાત્વીક કરવા અંતે પુન્ય પાપ સાથે ચાલશે

दानं भोगो नाशस्तिस्रोगतयो भवन्ति वित्तस्य ।
योन ददाति न भुंक्ते तस्य तृतीया गति र्भवति ॥

**અર્થ**:-દાન, ભોગ તથા નાશ એમ ધનની ત્રણ ગતિ છે. જે દાન નથી કરતો તેમજ જે ભોગવતો નથી, તેની ત્રીજી ગતિ થાય છે અર્થાત તેના ધનનોં નાશ થઈ જાય છે. નાશવંત પદાર્થ તે નાશ તો થાશે માટે સુજ્ઞ જનો એનો સદ્ઉપયોગ કરે એજ ઉત્તમ છે.

**कनक कनकते सौगुणी मादकता अधिकाय ।**
**वह खाये बौरात है, यह पाये बौराय ॥**

**અર્થ**:-કનક જે ધતુરા રૂપે છે, તેથી કનક જે સુવર્ણ તેમાં સો ગણી નિશા છે. ધતુરાને તો ખાવાથીજ ઉન્મત્ત થવાય છે. પણ સુવર્ણ તો પ્રાપ્ત કરવાથી ઉન્મત્ત થવાય છે

**अष्टादशपुराणानां व्यासस्य वचन द्वयम् ।**
**परोपकारः पुण्याय पापाय पर पीडनम् ॥**

**અર્થ**:-અઢાર પુરાણોમાં વ્યાસજીના બે વચન છે પુણ્યને અર્થે ઉપકાર કરવો તથા પાપ કરવું હોય તો બીજાને પીડા આપવી. પૈસા હોય તોજ પુણ્ય થાય છે એવું કાંઇ નથી પરંતુ કોઇનો હૃદયનો ન દુઃખાવું એજ પુણ્ય છે.

**जले तैलं खले गुह्यं पात्रे दानं मनागपि ।**
**प्राज्ञे शास्त्रं स्वयं याति विस्तारं वस्तु शक्तितः ॥**

પાણીમાં નાખેલું તેલ, ખળ મનુષ્યને કરેલી છુપી વાત, સુપાત્રને આપેલું દાન અને બુદ્ધિમાન માણસને શીખવેલી વિદ્યા એ જરા જેટલા હોય તો પણ પોતાની મેળેજ વિસ્તાર પામે છે માટે અધિકારીની જરૂરીયાત છે.

**पयसा कमलं कमलेन पयः**
**पयसा कमलेन विभातिकर ।**
**मणिना वलयं वलयेन मणिर**
**मणिना वलयेन विभाति करः ॥**

પાણીથી કમળ અને કમળથી પાણી શોભે છે. અને પાણી તથા કમળથી સરોવર શોભે છે. તેમજ મણિ વડે કંકણ અને કંકણ વડે મણિ શોભે છે અને મણિ તથા કંકણ વડે હાથ શોભે છે, તેમ મનુષ્ય જન્મનું સાર્થકપણું પ્રભુ ભજનમાં છે.

आयुः कर्म च वितं च विद्या निधन मेव चः
विलिख्यं ते गर्भस्थ स्यैव देहिनः
सत्यपि भेदा पगामे नाथ तवाहं न मामकी नस्त्वं ।
सामुद्रोहि तरंगः क्वचन समुद्रो न तारंगः ॥

હે નાથ! ભેદાપગમ થયેસતે પણ હું તમારો છું, તમે મારા છો એમ નથી, તરંગ સમુદ્રનો છે, કાંઇ સમુદ્ર તરંગનો નથી.

हस्तमुत्क्षिप्य यातोऽसिबलात्कृष्ण किमद्भुतं ।
हृदया यदि निर्यासि पौरुषं गणयामिते ॥

હે કૃષ્ણ! હાથ તરછોડીને બળ કરી જતા રહ્યા તેમાં શું? આશ્ચર્ય છે, જો મારા હૃદયમાંથી જાઓ તો તમારૂં પરાક્રમ જાણું.

भोजनान्ते शतपदं गच्छेत् तदनंतर तांबुलम् ।
वामांगे शयनं कृत्वा वैद्यस्य किं प्रयोजनम् ॥

ભોજન કરી રહ્યા પછી સો પગલા હરવું ફરવું, તે પછી પાન સોપારી ખાવાં, તે પછી ડાબા પડખે સૂઇ જવું (ઉંઘી જવું નહિ.) આ નિયમ પાળે તેને વૈદ્યની શી આવશ્કતા?

अजीर्णे भषेजं वारी जीणे वारी बल पदम् ।
भोजने चामृतं वारि भोजनान्ते विष पदम् ॥

અજીર્ણ ઉપર પાણી ઔષધ રૂપ જાણવું. ખાધેલું પચી ગયા પછી બળદાયક છે. ભોજનની મધ્યમાં પાણી પીવાય તે અમૃતરૂપ છે, અને ભોજન કરી લીધા પછી પીધેલું પાણી વિષ સમાન છે.

पयःपानं भुजङ्गनां कैवलं विषवर्धनम् ।
ऊपदेशो हि मूर्खाणां प्रकोपायन शान्तये ॥

**અર્થ**:-સાપને દૂધ પાવું તે કેવળ તેના વિષની વૃધ્ધિ કરવા બરાબર છે તેમ મૂર્ખને ઉપદેશ આપવો તે કેવળ તેને ક્રોધી બનાવવા બરાબર છે.

ऊत्तमा आत्मनः ख्याताः
पितुः ख्याताश्च मध्यमाः ।
अधमा मातुलात् ख्याता
श्वशुराच्चा धमा धमाः ॥

दानं प्रियवाक् सहितं ज्ञानम गर्व क्षमान्वितं शौर्यम् ।
वित्तं त्यागेन युक्तं दुर्लभ मे तच्चष्य लोको ॥

**અર્થ**;-પ્રિય વચન સહિત દાન આપવું ગર્વ રહીત જ્ઞાન, ક્ષમા યુકત શૌર્ય ત્યાગ યુકત ધનનુ દાન કરવું. એ પ્રકાર ચાર છે તે લોકોમાં દુર્લભ છે.

पंच पंच ऊषः कालः षटपंचात्राः रुणोदयः ।
सप्तपंच भवेत् प्रातः शेषः सूर्योदयः स्मृतः ॥

અર્થાત પંચાવન ઘડી (રાત્રિ વીત્યા) પછી ઉષ:કાળ, છપ્પન ઘડી પછી અરૂણોદય તથા સત્તાવન ઘડી પછી પ્રાત:કાળ થાય છે; અને બાકીના સમયને સૂર્યોદય કહેવામાં આવે છે

श्रीनाथ दामोदर विश्वनाथ लक्ष्मीपते माधव चक्रपाणे ।
गोपाल गोपीवर गोपदेवमां त्राहिविष्णो भवसागरा तृत्वं ॥

मुखं पद्म दलाकारं वाचा चंदन शीतला ।
हृदय कर्तरी तुलयं त्रिविधं धूर्त लक्षणम् ॥

चितातुराणां न सुखं न निद्रा,अर्थातुराणां स्वजनो नः बंधु ।
कामातुराणां न भयं न लज्जा, क्षुधातुराणां न बल न तेज ॥

आहारनिद्रा भय मैथुनानि सामान्य मेतत् पशुभिर्नराणां ।
ज्ञानंनराणां अधिकोविशेषः ज्ञाने न हीनाः पशुभिः समानाः ॥

મુમુક્ષુ બધે પ્રતિબંધ દુર કરી તીવ્ર ઇચ્છાથી પ્રભુમાં પ્રીતી કરે છે.

दाने न पाणि नेतु कङ्कणेन
स्नाने न शुध्धि नेतु चन्देनन ।
मानेन तृप्ति नेतु भोजनेन
ज्ञानेन मुक्ति नेतु मुण्डनेन ॥

नमंति फलीनो वृक्षा
नमंति गुणिनो जनाः ।
शुष्क काष्टं च मूर्ख च
न न मं ति क दा च न ॥

भोगा न भुक्ता वयमेव भुक्ताः ।
तपो न तप्तं वयमेव तप्ता ।
कालो न यातो वयमेव याता ।
तृष्णा न जीर्णा वयमेव जीर्णाः॥

અર્થ:–ભોગ તો ભોગવ્યા નહિ પણ અમેજ (કાળથી) ભોગવાઇ ગયાં તપતો થઇ શક્યું નહિ. પણ અમેજ તાપથી (દુઃખથી) તવાઈ ગયાં. કાળ તો ન ગયો પણ અમારૂંજ આયુષ્ય એળે ગયું (ઘરડા થઇ ગયાં.) તૃષ્ણા જીર્ણ તો ન થઇ પણ અમેજ જીર્ણ થઇ ગયાં.

पूर्वे दत्तेषु या विद्या
पूर्वे दत्तेषु या धनम् ।
पूर्वे दत्तेषु या नारी
अग्रे अग्रे तिष्टति ॥

शतेसु जायते शूरः
सहस्रेषु च पंडितः ।
वक्ता दश सहस्रेषु
दाता भवति वानवा ॥

અર્થ:-સો માણુસોમાં એક શુરવીર હોય છે. અને વકતા-ભાષણ કર્તા દશ હજારમાં એક હોય છે, અને દાતાપણું તો તેથી દુર્લભ છે.

चल चितं चल वितं
चले जीवत योवन,
चलाचल मिदं सर्वे
कीर्तियस्य स जीवति

અર્થ:-ચિત ચલાયમાન છે, ધન-લક્ષ્મી પણ ચંચળને ચલાયમાન છે. યુવાઅવસ્થા પણ સ્થિર નથી પણ જેણે કીર્તિ સંપાદન કરી તેજ જીવતો છે.

पुष्पे गंधं तिले तैलं ।
काष्टे वह्निः पयो घृतं
इक्षौ गुडे तथा देहे ।
पश्यात्मनं विवेकनं ॥

અર્થ:-શરીરમાં આત્મા કયા છે? તેના દાખલા જેમ ફુલમાં સુગંધ છે. તલમાં તેલ છે. લાકડામાં અગ્નિ છે. દૃધમાં ઘી છે. ઉશ શેરડીમાં ગોળ, તેમ શરીરમાં સુક્ષ્મરૂપે આત્મા રહ્યો છે, તે ચર્મ ચક્ષુથી જેવામાં આવતો નથી પરંતુ સદ્ગુરૂ મલે અને સાક્ષાત કરાવે ત્યારે આત્મ જ્ઞાન થાય છે.

नास्ति काम समो व्याधि,
नास्ति मोह समो रिपुः

**नास्ति क्रोध समो वह्नी,**
**नास्ति ज्ञाना त्पर सुखम् ॥**

**અર્થ**:–બધી વ્યાધીઓમાં કામદેવ જેવી બીજી વ્યાધીઓ નથી કારણ કે તે મહાન વેગશાળી છે. બધા પ્રકારના શત્રુઓમાં મોહ-રૂપી શત્રુ મોટો છે. બધા પ્રકારની અગ્નિ–આગોમાં ક્રોધાગ્નિ વધારે પ્રબળ છે. બધા સુખોમાં જ્ઞાન સુખ અમુલ્ય છે.

**उदारस्य तृणं वित्तं.**
**शूरस्य मरण तृणं ।**
**विरक्तस्य तृणं भार्या**
**निस्पृहस्य तृणं जगत् ॥**

**અર્થ**:–ઉદાર વૃતિવાળા માનવીઓને ધન ત્રણુ–ઘાશ જેવું તણુ-ખલું છે અને શુરવીર પુરૂષને મરણુ તણુખલા જેવું છે અને પુરૂ-ષને સ્ત્રી પણુ તણુખલા જેવી છે અને નિસ્પૃહી મહાપુરૂષને આખું જગત તણુખલા જેવું ભાષે છે.

**विद्याविवादाय धनंमदाय शक्तिपरेषां परि पीडनाय ।**
**खलस्य साधो विपरीत मेतत् ज्ञानाय दाना च रक्षणाय ॥**

**અર્થ**:–ખલ સ્વભાવના પુરૂષને વિદ્યા પ્રાપ્ત થઇ તો તેનું ઉપ-યોગ વિવાદમાં કરે છે, ધન મલ્યું તો મદ ઉત્પન્ન થાય છે અને સત્તા મળી તો પારકાને પીડાકારી થઇ પડે છે, તેમજ સાધુ પુરૂષને વિદ્યા મલી તો બીજાને જ્ઞાન આપવામાં આવે છે ધન મલ્યું તો પરોપકાર કરવામાં અને સત્તા મલી તો બીજાના રક્ષણુ કરવામાં ઉપયોગ કરે છે.

पक्षिणां काक श्चंडाल,
पशुना श्चैव गर्धभः
मुनीना कोप श्चंडाल,
सर्वेषुच निंदक ॥१॥

અર્થ:-પક્ષીઓમાં કાગડો ચંડાળ, પશુઓમાં ગધેડો ચંડાળ મુનિને વિષે કોપ (ક્રોધ) કરનાર ચંડાળને પ્રાણી માત્રમાં નિંદક તે ચંડાળ જાણવું.

यादशी जायते बुद्धि
व्येवसायोषि तादशः ॥
साहाया स्तादशा एव
यादशी भवितव्यताः ॥

અર્થ:-જે કાંઇ બનવા કાળ હોય તો બુધ્ધિ પણ તેવીજ સુજે છે, વખત પણ સરખો આવે છે, સાહેતા પણ તેવી મળે છે. સર્વે કાંઇ ન બને તેવું બને છે.

यद भावी नद्भावी भावींचेन्न तंदन्यथा ॥
इति चिंता विषघ्नो यमगेद किंम्न पीय ते ॥ ॥

અર્થ:-જે થવાનું છે તે મિથ્યા થનાર નથી, ને નહિ થવાનું હોય તે કદી થનાર નથી, માટે એવી ચિંતારૂપી વિષને હરનારૂં શાંતિ રૂપઔષધ કાં ન પીવું !

## અંતિમ પ્રભુ પ્રાર્થના.

त्वमेव माता च पिता त्वमेव
त्वमेव बंधु श्च सखा त्वमेव
त्वमेव विद्या द्रविण त्वमेव ॥
त्वमेव सर्वं ममदेव देव ॥ ॥

**અર્થ**:--પરમ દયાળુ ઇશ્વર તું મારો માતા તથા પિતા છે, તું મારો ભાઇ અને મિત્ર છે, મારી વિદ્યા તથા ધન તુંજ છે અને તું મારો પરમદેવ છે. કાયા, વાણી, મન, ઇન્દ્રિય, બુદ્ધિ તથા આત્મા વડે તથા પ્રકૃતિના સ્વભાવ વડે જે જે હું સત્ય કર્મ કરૂં છું તે હે પરમાત્મા! હું તને સઘળાં અર્પણ કરૂં છું.

ૐ શાન્તિ.

---

## સનાતન બોધ વચનો.

सत्यं वद । धर्मंकर । स्वाध्यायान्मा प्रमदः मातृ देवो भव । पितृ देवो भव आचार्य देवो भव । अतिथि देवो भव । श्रद्धया देयम् । कुशलान्न प्रमदित व्यम् । भूत्यैन प्रमदित व्यम् । सत्यं ज्ञानम नन्त ब्रह्म । गुणाः सर्वत्र पूज्यन्ते । विद्या धनं सर्व धनं प्रधानम् । लोभः पापस्य कारणम् । परोपकाराय सतां विभूतयः । विद्या समं नास्ति शरीर भूषणम् । चिन्ता समं नास्ति शरीर शोषणम् । संमत्तौ च विपत्तौ

च महाताम् एक रुपता । संतोष एव पुरुषस्य परंनिधानम् । नियतं कुरु कर्मत्वं । निस्पृहस्य तृणं जगत् यद् यद् आचरति श्रेष्टः तत्त देवतेरोजनः । स्वधर्मे निधनं श्रेयः । परधर्मो भयावहः । धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे । तरति शोकं आत्मवित् । ज्ञानं भारः क्रियाविना ॥

સાચું બોલવું ધર્મનું આચરણ કર, ધર્મ શાસ્ત્રનું પાઠ કરવાનું ભૂલવું નહિ. માતાને દેવમાન, પિતાને દેવમાન, આચાર્યને દેવમાન, અતિથિને દેવમાન, શ્રધ્ધાથી આપવું. કલ્યાણ સાધવામાં ભૂલ કરવી નહિ. ઐશ્વર્ય મેળવવામાં ભુલ કરવી નહિ. સત્ય સ્વરૂપ, જ્ઞાન સ્વરૂપ અને અનંત એવું પરમ બ્રહ્મ છે. સર્વ ઠેકાણે ગુણીજનોનું સન્માન થાય છે બધા ધનોમાં વિદ્યા ધન મુખ્ય છે. અતિ લોભ પાપનું મૂળ છે. સજ્જનોના અવતાર પરોપકારને માટે હોય છે. વિદ્યા સમાન શરીરનો કોઇ શણગાર નથી. ચિંતા સમાન શરીરને શોષનાર બીજું કોઇ નથી મહાનજનો ચડતી કે પડતી દશામાં એક સરખા હોય છે. મનુષ્યનો સંતોષ એ પરમ ખજાનો છે. તારે નક્કી થયેલું કામ કરવું, ઇચ્છા વગરના મનુષ્યને જગત તણખલા સમાન છે. શ્રેષ્ટ માણસ જેમ વર્તે તેમ બીજા લોકો વર્તે પોતાનો ધર્મ પાળતાં મરવું કલ્યાણ કારક છે. ધર્મની સ્થાપના કરવા પ્રભુ યુગયુગમાં અવતરે છે. આત્માને ઓળખનાર શોક કરતો નથી. ક્રિયા વિનાનું જ્ઞાન ભારરૂપ છે.



## મૌક્તિક—દ્વાદશ.

### નામ—સ્મરણ.

જપ યજ્ઞનો મહિમા શ્રીમદ ભગવત ગીતાજીમાં દશમાં અધ્યાયમાં વર્ણવ છે. શ્રી રામ, શ્રી કૃષ્ણ, શ્રી શંકર, શ્રી શકિત, શ્રી દત્તાત્રય, શ્રી ગજાનન, શ્રી મારૂતી વિગેરે નામો છે. ભરતખંડમાં મહારાજા સગરનાં વંશમાં મહાન પ્રતાપી ભગીરથ રાજા થયા તેનો વર્ણવ પુરાણોમાં છે અને પતિત પાવની શ્રી ગંગાજી માટે તપશ્ચર્યા કરી અને વડીલોનો ઉદ્ધાર કર્યું છે. શ્રી વેદવ્યાસ બાદરાણ ઋષિએ શ્રીમદ ભાગવતમાં શ્રી ગંગાજીઓના નામ સ્મરણ કરાવ્યાં છે તથા શ્રીમદ્ મહાભારતમાં પણ વેદવ્યાસ તરફથી શ્રી ગંગાજીઓનાં પૃથક પૃથક નામ આપ્યાં છે. સનાતન ધર્મમાં ગંગાજીનો વર્ણવ અલૌકીક છે. જો કે શ્રી ગંગાજી એકજ છે અને દેશ પ્રત્યે તેના જુદા જુદા નામ સંસ્કાર થયાં છે. શ્રી હરિદ્વારથી ગંગોત્રી જન્મોતરી જવાય છે ત્યાંથી શ્રી બનારશ વિગેરે ઠેકાણે તેનો પ્રવાહ જાય છે. "અસ્થિ-વિલય" તીર્થ શ્રી નાસીકમાં શ્રી ગોદાવરી ગંગામાં શ્રી રામકુંડ અન્તગત છે, તેમાં અસ્થિઓ પધરાવ્યાથી જલમય થઇ જાય છે. ગંગાજળમાં અદ્દભુત શક્તિ છે અને તેથીજ તેનું પતીત પાવની ગંગાજી કહેવાય છે તેના નામ સ્મરણથી અનેક પ્રકારનાં પાતકનો નાશ થાય છે. સનાતન ધર્મમાં તેનું વર્ણવ ઘણા પ્રકારનું છે. મરણ સમય પ્રાણીને ગંગાજલ આપવાથી પ્રાણીને સદ્દગતિ થાય છે. ગંગાજી પ્રવાહથી આપણને સાર એટલોજ લેવાનું કે શ્રી સમુદ્રમાં વાદળાઓના સંગથી ખારોજલ મીઠું થઇ જાય છે અને તે વાદળાઓ પર્વતો ઉપર વર્ષા કરે છે તેનો પ્રવાહ પાછો સમુદ્રમાં જાય છે તેમજ મનુષ્ય પ્રાણી પણ સદ્દગુરૂની કૃપાથી જીવ દિશા છે તે શિવ દિશામાં થાય છે ગંગાજી જ્યારે સમુદ્રમાં મળે છે.

ત્યારે નામરૂપ બદલી જાય છે. મીઠું જલ જ્યા જ્યારે સમુદ્રને મળે ત્યારે તેની મીઠાશ જતી રહે છે, અને સમુદ્રોના જલ પ્રમાણે થઇ જાય છે તેમજ મનુષ્ય સદ્દગુરૂની કૃપાથી જીવરૂપ છે તે શીવરૂપ અર્થાત્ નરનો નારાયણ થાય છે. નામ રૂપનો પરિવર્તન થઇ જાય છે ગંગાજીનો સેવન અને તેનો અધ્યાત્મીક અર્થ જોતાં પ્રત્યક્ષતા થઇ જાય છે. માટે શ્રી ભાગીરથીનો મહિમા શાસ્ત્રોમાં વર્ણવ્યો છે તે સદ્દગુરૂ કૃપાથી સમજી શકાય છે.

## પતીતપાવની ભાગીરથી.

શ્રીગંગા, સિંધુ, સરસ્વતી, ગોદાવરી, નર્મદા, બાહુદા, શરદુ, ચંદ્રભાગા, યમુના, દ્રષદ્વતી, વિશાપા, વિપાપા, સ્થૂલવાલુકા, વેત્રવતી, ઇરાવતી, વિસ્તતા, ગર્મ પાણીની દેવીકા, વેદસ્મૃતા, વેદવતી, સ્વર્ગીય ઇક્ષુલા, કૃમિ, ચિત્રવહા, ચિત્રસેના, ગૌતમી, ધૂતપાપા, મહાનદી વંદના, કૌશિકી, સ્વર્ગીય કૃત્યા, નિચિતા. લોહિતારણી, રહસ્યા, શતકુંભા, શરયૂ, ચર્મણ્વતી, વેત્રવતી, હસ્તિસોમા, દિશા, શરાવતી, ગરમ પાણીની વેણા, ભીમરથી, કાવેરી, ચુલુકાવાણી, શતબલા, નીવારા, અહિતા સુપ્રયોગા, પવિત્રા, કુંડલી, રાજની, પુરમાલિની, પૂર્વાભિરામા, વીરા ભીમા, ઓઘવતો, પાશાકિની પાપહરા, મહેંદ્રા, પાટલાવતી કરીષિણી, અસિકની, મહાનદી કુસવીરા, મકરી, પ્રવરા, મેના, હેમા, ઘૃતવતી, પુરાવતી, અનુષ્ણા, શૈબ્યા, કાપી, સદાનિરા, અધૃષ્યા, કુશધારા, સદાક્રાંતા, શિવા, વીરવતી, વસ્ત્રા, સુવસ્ત્રા, ગૌરી, કપના, હિરણવતી, વરા, વીરકરા મહાનદી પંચમી, રથચિત્રા, જ્યોતિરથા, વિશ્વામિત્રા, કપિંજલા, ઉપેંદ્રા, બહુલા, કુવીરા, અંબુવાહિની, વિનદી, પિંજલા, વેણા, તુંગવેણા, વિદિશા, કૃષ્ણાવેણા, તામા, કપિલા, ખલુ, સુવામા, વેંદાશ્વા, હરિશ્રાવા, શીઘ્રા, પિચ્છિલા, ભારદ્વાજી, કૌશિકી, શોણા, બાહુદા, ચંદ્રમા, દુર્ગા, ચિત્રશિલા, બ્રહ્મવેધ્યા, બૃહદ્વતી,

ચવક્ષા, અથરોહી, જાંબુનદી, સુનસા, તમસા, દાસી, વસામંન્યા વરાણસી, નીલા, ધૃતિવતી, મહાનદી, પર્ણશા માનવી, વૃષભા, બ્રહ્મ મેધ્યા, બૃહદ્ધ્વની, સદા શુદ્ધ કૃષણા, મંદગા, મંદવાહિની, બ્રાહ્મણી, મહાગૌરી, દુર્ગા, ચિત્રાપલા, ચિત્રરથા, મંજુલા, વાહિની, મંદાકિની વૈતરણી, મહાનદી કોષા, શુક્તિમતી, અનંગા, વૃષસાહ્વયા, લોહિત્યા, કરતોયા, વૃષકા, કુમારી, ઋષિકુલ્યા, મારિષા, સરસ્વતી મંદાકિની, સુપુણ્યા, સર્વા, ગંગા, હ્યાનદ્યા.

(મહાભારત ભીષ્મ પર્વ)

---

## મૌક્તિક—ત્રયોદશ.

### પૈસાનો પ્રતાપ.

પૈસા વડે વેવાર પરમાર્થ બને સાધનો થઇ શકે છે, પરંતુ તે દૈવી લક્ષ્મી હોય તોજ અને અસુરી લક્ષ્મી હોય તો અનર્થ કરાવે છે તેના દાખલાઓ ઘણાં છે તેના માટે વિદ્વાન પુરૂષોએ ઘણી મહેનત કરી તેના ગુણ-દોષનો વર્ણવ કર્યું છે. આપણા સનાતન ધર્મમાં તેનો ઉહાપોહ ઘણો છે તેના થોડાક દાખલા અત્રે આપ્યાં છે જેથી પૈસા હોય છતાં આશકતપણું નહિ.

યુધિષ્ટર ! પિતામહ-પૈસાનું પ્રાધાન્ય જગતમાં કેવું છે તે કહો ? ભિષ્મપિતામહ-આહા ! કનક (સુવર્ણ)નું મહાત્મય કોણ કહી શકે તેમ છે. કારણકે એક સરખા નામથી ધતુરો પણ મદને આપે છે, એ આશ્ચર્ય છે (ધતુરાને સંસ્કૃતમાં કનક કહે છે, અને સુવર્ણનું પણ નામ તેજ છે. જેમ ધતુરામાં ઝેર રહેલું છે તેમ સોનામાં મોહ રહેલું છે. માટે સુવર્ણ રાખનારને ધતુરા પ્રમાણે થાય તેમાં શું

આશ્ચર્ય છે ? ડાહ્યાણુસે તો પોતાનું થોડું ધન પણ બીજાને બતાવવું નહીં, કારણકે ધન દર્શનથી મુનિનું મન પણ ચલીત થાએ છે. જેની પાસે ઘણું ધન છે, તે માણુસ કદી બ્રહ્મહત્યા કરનાર હોય તો પણ પૂજવા જોગ્ય છે, અને ચંદ્રના જેવો ઉજ્વળ જશવાળો હોય, પણ જો તે નિર્ધન હોય તો સર્વથી પરાભવ પામે છે. સ્રીનું રૂપ ગ્રુવાન માણુસને ક્ષણવાર મોહ પમાડે છે, અને સુવર્ણ તો સ્રી, બાલક, વૃદ્ધ અને નપુશંકને પણ હંમેશાં મોહ પમાડે છે. હે રાજા ? માણુસ માણુસનો દાસ નથી પણ તે પૈસાનો દાસ છે. કારણ કે મોટાઇ અને હલકાઇ તે સધન અને નિર્ધન પણાને લઇને છે, અર્થાત (સધનને મોટાઇ મળે છે, અને નિર્ધનને હલકાઇ મળે છે.) જેની પાસે પૈસો છે તે માણુસ કુળવાન, પંડિત શાસ્ત્ર જાણુનાર ગુણવાન, વકતા અને દર્શનીય થાય છે, તેથી સર્વે ગુણો પૈસાનો આશ્રય કરીને રહ્યા છે, મિત્રો પુત્રો, સ્રીઓ અને સુહૃદજનો નિર્ધનનો ત્યાગ કરે છે, અને જ્યારે ફરી ધનવાન થાય છે, ત્યારે તેઓ પાછા તેનો આશ્રય કરે છે.

તેથી મનુષ્યોનો ખરેખરો બંધુ ધન છે, જયારે ક્ષુધા લાગે છે ત્યારે વ્યાકરણ ખાવાતું નથી. તૃષા લાગે કાંઇ કાવ્યરસ પીવાતો નથી અને વેદથી કુળનો ઉધ્ધાર કોણે કરેલો છે. (માટે મિત્ર) તું સુવર્ણને ઉપાર્જન કર તેના વિના જે ગુણ છે, તે નિષ્ફળ છે. ધનવડે અકુળવાન હોય તે કુળવાન થાય છે. ધનવડે માણુસ આપત્તિને તરી જાએ છે, અને લોકમાં ધનથી બીજો કોઇ બંધુ નથી તેથી ધનનો ઉપાર્જન કરો પૈસા સારૂં માણુસ પોતાનો કુટુંબ મુકી વિદેશમાં ભ્રમણ કરે છે, જાતિ રસાતળમાં જાઓ, કુળનો સમુહ તેનાથી પણ નીચે ડુબી જાઓ, શીલ પર્વત ઉપરથી પડી જાઓ, કુલીનપણું અગ્નિવડે બળી જાઓ, બંધુ નષ્ટ ભ્રષ્ટ થાઓ પણ પૈસો પ્રાપ્ત થાઓ, કારણ કે, પૈસા વિના સમસ્તગુણ તૃષ્ણાના અંશ જેવા છે, માતા નિંદા કરે છે,

[પિતા પ્રશંસા કરતા નથી, ભાઇ બોલાવતા નથી, નોકર ગુસ્સે થાએ છે, પુત્ર અનુસરતો નથી. સ્ત્રી આલિંગન કરતી નથી, અને અમારી પાસે પૈસા માગશે" એવી શંકાથી મિત્ર તેને બોલાવતો નથી. તે માટે હે સારી બુદ્ધિવાળા! તું દ્રવ્યને ઉપાર્જન કર કારણ કે દ્રવ્ય સર્વસ્વ થાય છે, લોકમાં સર્વે પૈસાદાર બળવાન છે. રાજાને પણ પ્રભુ પણાનું મુળ પૈસો છે. જે વયોવૃદ્ધ, તપોવૃદ્ધ, વિદ્યાવૃધ્ધ, અને બહુશ્રુત વૃધ્ધ છે, તે સર્વે પણ ધનવડે વૃધ્ધ થએલા પુરૂષોના દ્વારમાં દાશરૂપે થઇ ઉભા રહે છે. જેને ધન તેને મિત્ર મળે છે. જેના પાસે ધન તેના બાંધવ થાએ છે, જેની પાસે ધન તેજ લોકમાં પુરૂષ કહેવાય છે, અને જેની પાસે ધન તેજ પંડિત જણાય છે કયો મોટો પુરૂષ ધનવાનને અનુસરતો નથી.

શંકર જેવા મહાત્મા પણ ધનપતિ કુબેર ભંડારીને ગૃહની ભીંતના સમીપ ભાગને સેવે છે. લોકોની પ્રીતિ ધનવાન તરફ હંમેશાં રહે છે. વિદ્યામાં કે કુલમાં મોટાઇ જોવામાં આવતી નથી જુઓને ગંગાજી મહાદેવના મસ્તક પર રહી છે. તો પણ મહાદેવના મુખને ચુંબન કરતી નથી પણ રત્નાકર સમુદ્રને પોતાના હજારો પ્રવાહથી ચુંબન કરે છે. કારણ કે સમુદ્રમાં દ્રવ્ય ઘણું છે. ગંગાજી જેવી સ્ત્રીઓ પણ ધનવાનને અનુસરે છે. તો મનુષ્યો તો કયા હિસાબમાં, [નિર્ધન પુરૂષની વિદ્યાને કવિતાને સુજનતાને અવસ્થાને, રૂપને અને કીર્તિને ધિકકાર છે અને સર્વ ગુણોથી એવારહિત ધનવાનજ જય પામે છે. કારણ કે જેના દ્વાર બહાર ગુણવાન પુરૂષો પણ તૃણ જેવા થઇ ઉભા રહે છે.

મહાભારત.

મુક્તિ મેળવવાના અનેક સાધનો છે તેમાં પૈસો એક અમુલ્ય સાધન છે. પૈસા થકી, દાન પુન્ય, યજ્ઞ આદિક શુભ કાર્યો થાય છે.

ને તે કારણોથી અંતઃકરણની શુધ્ધિ થઇ અને મુક્તિના ફળને પામે છે. ગૃહસ્થાશ્રમનો વ્યવહાર સીધ્ધ થાય છે, ગરીબો, ગાયો, બ્રાહ્મણોનું રક્ષણ કરવાથી અંતઃકરણમાં વિશેષ દયાનો ગુણ ઉત્પન્ન થાય છે, અને એ ગુણ થકી શુભ કાર્યો થાએ છે. માટે એવી જે અમુલ્ય વસ્તુ કેતા દ્રવ્ય તેને સુમાર્ગે ખર્ચી આ મનુષ્ય દેહમાં તેથી અતિ ઉત્તમ લાભ મેળવો દ્રવ્યહીન થવાથી આપનું આ દેહ દુઃખને પામે છે પરાધીન થાય છે કુટુંબ સરક્ષણ માટે અશક્તપણું બતાવે નીરદયપણું થાએ છે આચાર વિચાર વિવેક આદિથી રહિત થાય ચોરી વ્યભિચારાદિ દુર્ગુણોને ગ્રહણ કરે છે. આ કલિકાલમાં તો પૈસોજ દેવ છે. જેની પાસે હશે તેજ હુશિયાર ગણાશે. દ્રવ્ય હીણ મનુષ્યને કોઇ માણસ તેની કદર કરતોજ નથી, પણ જેના પાસે પૈસા હશે તેના સૌ ઇંતેજાર બને છે. નિર્ધન થવાના અનેક કારણોમાં એક કારણ પુર્વ જન્મના અશુભ કર્મો છે. પુર્વ જન્મોના અશુભ કર્મોથી આ મનુષ્ય દેહમાં આધિ વ્યાધિ અને દ્રવ્ય હીણપણું દેહને દુઃખદાયક બાબતો ઉત્પન્ન થાએ છે, અને પૂર્વ જન્મના શુભ કર્મોથી શરીરે નિરોગતા દૈવી સંપતી, સુબુદ્ધિ આદિક લાભો મળે છે, તેમાં પણ દ્રવ્યથી પોતાના ખજાના લોભ કરી ભરવા તે પણ પૂર્વ જન્મનું મોટું પાપ છે. સુમાર્ગે ખરચીશું તેજ સાથે ચાલશે, અને જે કરપણુપણાથી દ્રવ્ય ભેગું કરીને તૃષ્ણા ચોટાડવી તે આગામી જન્મમાં દુઃખનો બી રોપીએ છીએ માટે જેમ બને તેમ સન્માર્ગે દ્રવ્યનો ખર્ચ થાય તે શ્રેષ્ટ છે. લાચાર, અનાથાશ્રમો, ગુરૂકુલો, લાયબ્રેરીઓમાં અને પુસ્તક કર્તા લેખકો, સદ્બોધ અને જ્ઞાનનો ફેલાવો કરનારાઓને પૈસાથી ઉત્તેજન આપો. તેની વિદ્યાની કદર કરો. તે તમારા સારૂં શ્રમ કરે છે, તેનો બદલો તમે દ્રવ્યથી વાળો અને પૈસાથી કુળને મદદ કરો, જ્ઞાતિને મદદ કરો, અને દેશને મદદ કરવામાં પછાત પડશો નહીં. તમારે તો ફક્ત યશજ લેવો છે બાકી કુદરત પોતે પોતાનું કામ કર્યું જાય છે. તમારા પાસે જ્યાં સુધી

मुद्दत हशे त्यांसुधी तमारे द्रव्य सावधानथी रक्षण करवी पडशे अने ज्यारे वखत आवशे त्यारे खबर पण न रहेशे के द्रव्य क्यां गुम थइ गयुं माटे तेटला वखतमां सारा सारा काम करीने अमुल्य लाभ मेळववो.

---

### कवित

पैसे बीन पिता कहे पुत हें कपुत मेरा.
पैसे बीन भाइ कहे मेरा दुःखदाही हें;
पैसे बीन प्रीय पत्नि कहुत न मुखसें बात,
पैसे बीन सासु कहे नकटो जमाइ हें;
पैसे बीन काका कहे काहेका भतिजो मेरा,
पैसे बीन सबही कहुत काहेकी सगाइ हें;
कहुत हें मलुकदाश, पैसो रख तेरी पास,
पैसा न हाथमें तो काहेकी बडाइ हें.

२

दामहीसो बने रंग शीश औ हवा महेल.
दामहींसों ठोर ठोर मोतिनकी झाम हैं;
दामहींसों नृप होय बेठत है सभा बीच,
दामहींसों तेज बाढयो मानो जैसें काम हें;
दामहींसों नटुवा नृत्य करत नाना भांति,
दामहींसों गुणिकाहुं करती सलाम हैं;
कहे कवि हेम यह नीके कै बिचारी देखो,
मेरे भाये विसो बिसवा दामहीं में राम हैं.

## કુંડલીઆ.

ગાંઠે જેને ગરથ ભલી તે વિદ્યા ભણીયો,
ગાંઠે જેને ગરથ કોઇ ન રહે હણિયો;
ગાંઠે જેને ગરથ તેજ પંડિત છે પુરો,
ગાંઠે જેને ગરથ તેજ છે સામત સૂરો;
વળી ગાંઠે જેને ગરથ છે પરાક્રમી પ્રરમાણો;
સામળ આ સંસારમાં, જર વિણ મૂરખ જાણવો;
ડાપણ દમડામાંજ રહે દમડામાં યારી;
દમડામાં છે રૂપ ભેદ દમડામાં ભારી,
જો દમડામાં જોર રહે વશ થઇને રાજા:
દમડે ઉંચ અધિકાર ગુણો દમડામા જાજા,
દમડો છે મોંઘો દેવથી વણ દમડે સહુ વામણા,
સામળ એ દમડા તણા ભાત ભાત લઉ ભામણાં.

### મનહર છંદ

પ્રભુ કરતાં એ આજે પૈસો મોટો થઇ પડયો,
ધર્મ વિસારી જન ધન કાજે ધાય છે;
પૈસા વશ રાજા ચાલે, વજીર તે પૈસા વશ,
ધર્મગુરૂઓએ પૈસા લઈ ગીત ગાય છે:
દેવતાઓ પૈસા લઇ નારી સુત ધન આપે,
મુનિઓના મન દ્રવ્ય દેખીને લોભાય છે;
કહે નિલકંઠ પૈસાવાળા ભાળયા ભભકામાં,
અને દેખી આજ તો જગત મોહી જાય છે;
સત્ય, ધર્મ વિદ્યાઓને મેળવે મહેનત કરી.
તે તો ઠીકા ઠીક આ જગતમાં કહાય છે;

ધન મેળવી આવે એ અહિં બહુ પામે માન,
રાજ અને રંક માહે મોટા એ મનાય છે.
સુનિતિ કે અનીતિ કરીને ધન મેળવ્યું છે,
એને તો વિચાર નહિ કોઇથી કરાય છે;
કહે નિલકંઠ પૈસાવાળા ખરૂં ખોટું કહે,
તોયે માન્ય સાથ "હાજી હાજી" ઉચરાય છે. ૨

પૈસાવાળા અતિ દુરાચારી હોય તો પણ,
ગુરૂ રાજા અધિકારી કોઇ બોલતા નથી;
ઉલટાં વખાણ કરી માનકારી બનાવી દે,
સહુ કો અંજાય આંખો કોઇ ખોલતા નથી;
શાસ્ત્રીઓ, કવિઓ, પંડિતો, રૂડાં વખાણ રચે,
ધર્મ ભુલી સત્ય જુઠ એહ તોલતા નથી;
કહે નિલકંઠ પ્રભુ તણા પ્યારા સંત સૂરા,
કોઇકજ જુઠ જર દેખી ડોલતા નથી. ૩

અનીતિ કરીને ધન એકઠું કરવા સઠ,
અંધારામાં આંખો મીચી ખૂબ હાથ મારે છે,
અમુક કરીશ કામ, અમુક છે કરવાનું,
કર્યા વિના રોજ એમ દિલમાં વિચારે છે,
દાનમાં કે ભોગમાં ન ખરચે બચાવે બહુ,
એવામાં કદીક આવી કાળ તે વિદારે છે.
કહે નિલકંઠ એહ ધન અંતે ધુત્તા ખાય,
અરે! માનવી અથોભ લોભ કેમ ધારે છે. ૪

## ધન પ્રશંસા.

અહા ! કનક (સુવર્ણ) નું માહાત્મ કોણ કહી શકે તેમ છે, કારણ કે એક સરખા નામથી ધતુરો પણ મદને આપે છે એ આશ્ચર્ય છે. (ધતુરાનું નામ કનક છે અને ખાવાથી મદ (ઉન્મતપણું) થાય છે, તો કનક સુવર્ણ રાખનારને તેમ થાય તેમાં શું આશ્ચર્ય.

ડાહ્યા માણસે પોતાનું થોડું ધન પણ કોઇને બતાવવું નહીં, કારણ કે તે ધનના દર્શનથી મહામુનીઓનું પણ મનહરણ થાએ છે.

ધન ઉપાર્જન કરો ધન જેનું મુલ છે એવું આ જગત છે. નિર્ધન અને મરેલાનું કાંઇપણ તફાવત નથી. જેના પાસે ઘણું ધન છે. તે કદી બ્રાહ્મણ હત્યા કરનાર હોય તો પણ પુજવા યોગ્ય છે, અને ચંદ્રના જેવા ઉજ્વલ વંશવાળો હોય પણ જો તે નિર્ધન હોય તો સર્વથી પરાભવ પામે છે.

સ્ત્રીનું રૂપ, યુવાન પુરૂષોને ક્ષણ વાર મોહ પમાડે છે અને ધન તો, સ્ત્રી, બાલક વૃધ્ધ અને નપુશકને પણ મોહ પમાડે છે.

માણસ માણસનો દાસ નથી પણ પૈસાનો દાસ છે. કારણ કે મોટાઇ અને હલકાઈ તે સધન અને નિરધન પણાને લઇને છે. (અર્થાત સધનને મોટાઇ મળે છે અને નિર્ધનને હલકાઈ મળે છે.)

જેની પાસે પૈસો તે માણસ કુળવાન, પંડિત શાસ્ત્ર જાણનાર વકતા અને દર્શનીય થાય છે. તેથી સર્વે ગુણો પૈસાનો આશ્રય કરી રહ્યા છે.

મિત્રો, પુત્રો, સ્ત્રીઓ અને સુહ્રદયજનો નિર્ધનનો ત્યાગ કરે છે. અને જયારે તે ફરી ધનવાન થાય છે ત્યારે તે પાછો આશ્રય કરે છે, માટે પુરૂષનો ખરેખરો બંધુ (ભાઇ) પૈસો છે.

જ્યારે ક્ષુધા લાગે ત્યારે કાંઇ વ્યાકરણ ખવાતું નથી તૃષા લાગે ત્યારે કાંઇ કાવ્યરસ પીવાતો નથી, અને વેદથી કુળનો ઉધ્ધાર કોણે કરેલો છે? માટે તું સુવર્ણને ઉપાર્જન કર તે વિના જે ગુણ છે તે નિષ્ફલ છે.

ધનવડે અકુળવાન હોય તે કુળવાન થાય છે. ધનવડે આપત્તિથી તરી જાએ છે અને લોકમાં ધન શિવાય કોઇ બંધુ નથી માટે ધનનો ઉપાર્જન કરો, ધનને ઉપાર્જન કરો ધનવાન માણસ સુલભથી કાર્ય કરી શકે પણ વિદ્વાન વિટંબના વેઠીને કરે છે.

નોબત અચેતન છે તો પણ તેના મુખથી ધન, ધન, ધન, એવો અવાજ નીકળે છે. અર્થાત નોબત વાગે ત્યારે ધન ધન ધન એવો શબ્દ નીકળે છે.

જાતિ રસાતળમાં જાઓ, ગુણનો સમુહ તેનાથી પણ નિચે ડુબી જાઓ શીલ, પર્વત ઉપરથી પડી જાઓ કુલીનપણું અગ્નિવડે બળી જાઓ, વૈરીઓર્થી સુરવર પર વજન પડો અને અમારે ફકત પૈસોજ પ્રાપ્ત થાઓ કારણકે પૈસા વિના આ સમસ્ત ગુણ તૃણના અંશ જેવા છે.

માતા નિન્દા કરે છે. પિતા પ્રશંસા કરતા નથી, ભાઇ બોલાવતા નથી, નોકર ગુસ્સે થાએ છે, પુત્ર અનુસરતો નથી, સ્ત્રી આલિંગન કરતી નથી અને આ મારી પાસે પૈસા માગશે એવી શંકાથી મિત્ર તેને બોલાવતો નથી, તે માટે હે સારી બુદ્ધિવાળા તું દ્રવ્યનું ઉપાર્જન કર કારણકે દ્રવ્યથી સર્વ વસ્ય થાએ છે.

## ધનવાનની પ્રશંસા.

લોકમાં સર્વે પૈસાદાર બલવાન છે. રાજાઓને પણ પ્રભુપણાનો મુલ પૈસો છે.

જે વયોવૃદ્ધ, તપોવૃદ્ધ, અને બહુશ્રુત વૃદ્ધ છે, તે સર્વે પણ ધન વડે વૃદ્ધ થએલા પુરૂષોના દ્વારમાં દાસરૂપે થઇ ઉભા રહે છે.

કોઇપણ એવી વિદ્યા, શીળ, દાન શૌર્ય અને કલા નથી કે, જે પૈસાદાર લોકોને માટે પૈસાના અર્થી લોકોએ વખાણી નથી, (અર્થાત ધનાર્થી લોકો ધનવાનને વિદ્યા, શીલ, દાન, શૌર્ય અને કલાવાન ગણી તેની પ્રશંસા કરે છે.)

જે ધનના અર્થી પુરૂષો છે તે ધન સારૂં ખડગની ધાર સહન કરે છે, સમુદ્રમાં પ્રવેશ કરે છે. અહા! ધનને માટે તેના અર્થીઓ શું કષ્ટ નથી કરતા? (અર્થાત ઘણા ભયંકર કષ્ટ પણ કરે છે.)

જેને ધન તેને મિત્રો મળે છે, જેને ધન તેને બાંધવો થાય છે, જેના પાસે ધન તેજ લોકમાં પુરૂષ કહેવાય છે, જેની પાસે ધન તેજ પંડિત ગણાય છે.

કયો મોટો પુરૂષ ધનવાનને અનુસરતો નથી. શંકર જેવા મહાત્મા પણ ધનપતિ કુબેરના ગૃહની ભીંતના સમીપ ભાગને સેવે છે.

હેતુ અને પ્રમાણવાળું દરીદ્રનું વાક્ય કોઇ સાંભળતું નથી. ધનવાનનું વાક્ય અતિ કઠોર અને અસત્ય હોય તો પણ સર્વેને પૂજ્ય ગણાય છે.

વૈભવવાળા મનુષ્યનું દૂષણ હોય તો પણ તેને આભૂષણની પક્ષમાં નાંખે છે, અને દરિદ્રી ભૂષણવાળો હોય તો પણ દૂષણરૂપ લાગે છે.

લોકોની પ્રીતી ધનવાનની તરફજ હંમેશાં રહે છે, તેમાં વિદ્યાની કે કુળની મોટાઇ જોવામાં આવતી નથી. જુઓ ગંગાજી પણ મહાદેવના મસ્તકમાંથી જે ધારા જાએ છે તે સમુદ્રમાં શું કરવા કે સમુદ્રમાં ધનનો અખુટ ભંડાર ભરપુર છે.

નિરધન પુરૂષની વિદ્યાને કવિતાને સુજનતાને અવસ્થાને રૂપ અને કિર્તિને કોઇ ગણુકારતો નથી, સર્વે ગુણોથી રહીતઓને ધનવાન તેનો જ સત્કાર થાએ છે. કારણ મોટા ગુણવાન પુરૂષો પણ ધનવાની સલધા કરે છે. શું ધનની બલીહારી.

ધનવાને કરેલા દુષ્ટ કર્મો છુપાઇ જાએ છે અને નિર્ધનવાળાએ કરેલા થોડા પણ કુકર્મ પ્રસિદ્ધ થઇ જાએ છે શું ધનની મહત્તા.

## ધન નિન્દા.

દ્રવ્યનો અર્થી એવો જીવલોક, સ્મશાનને સેવે છે અને પોતાને ઉત્પન્ન કરનાર એવો પીતા જો નિર્ધન હેય તો તેને પણ છોડી દૂર જાય છે

લક્ષ્મીવાન લોકો ઘણું કરીને બીજાની વેદનાને જાણુતા નથી. જુઓને નારાયણ પૃથ્વીના ભારથી ગ્લાની પામેલા શેષ નાગ ઉપર સુવે છે (અર્થાત શેષ નાગને પૃથ્વીનો ભાગ છે તે છતાં તેના ઉપર નારાયણ સુવે છે, કારણ કે તે લક્ષ્મીવાન છે. તરત પ્રાણને હણુનારૂં એવું હળાહળ ઝેર પીવું સારૂં પણ ભ્રકુટી ચડાવીને વાંકું થએલું એવું ધનાઢયનું સુખ જોવું સારૂં નથી.

પ્રથમ તો ધન મેળવવું જ દુર્લભ છે, તેમ છતાં જો મળ્યું તો તેની કષ્ટથી રક્ષા કરવી પડે છે અને જો મેળવેલા ધનનો નાશ થાય છે તો મૃત્યુ થયા જેવું લાગે છે, માટે એવા ધનને માટે ચીંતા કર નહીં.

જે ધન ઉપાર્જન કરવામાં દુઃખ આપે છે, વિપત્તિઓમાં પરિતાપ કરે છે અને સંપત્તિમાં મોહ કરે છે, તેવું ધન સુખાકારી કેમ કહેવાય?

જે પ્રાણીઓને હંમેશાં મૃત્યુનો ભય છે. તેવી રીતે રાજાથી, જલથી, અગ્નીથી, ચોરથી, અને સ્વજનથી ધનનો ભય રહ્યા કરે છે.

ધનની આશાથી કોને દુરજનતા થતી નથી? જેમ માંસના લોભથી આકાશમાં વિચરનારા એવા પક્ષીનો પણ દૂરથી વધ થાય છે.

પૈસાનો રોગ એવો છે કે, કાનના છીદ્રને બેરા કરી નાંખે છે. વાણીને મૌન કરી દે છે. નેત્રને અંધ કરે છે, અને ગાત્રની લાકડીને વિકારી મુકે છે, (અર્થાત જેને પૈસો મળે છે તે માણુસ કોઇનો સાંભળતો નથી, જવાબ દેતો નથી, નેત્રથી દેખતો નથી, અને છાતી ભેર ચાલવા વિગેરેની ઉન્મત ચેષ્ટાઓ કરી અનેક વિકારો કરે છે!

તરવારની ધાર સારી, ઝાડ નીચે વાસ કરવો સારો, ભીખ માગીને ખાવું સારૂં, ઉપવાસ કરવા સારા અને ઘોર નરકમાં પડવું સારૂં પણ પૈસાથી ગર્વ પામેલા બાંધવને શરણે જાવું સારૂં નહીં. જે ધનની ભાગીદારો સ્પૃહા કરે છે, ચોર લોકો ચોરી જાએ છે, રાજાઓ દૂરથી કપટ કરી લે છે. અગ્ની થાણામાં ભક્ષણ કરે છે. પૃથ્વીમાં દાટયું હોય તો જલ તાણી જાએ છે, અથવા યક્ષો હરી જાએ છે અને દુષ્ટ આચરણવાળા પુરૂષો ઉડાડી દે છે તેથી ધનનો ઘણો તિરસ્કાર છે.

---

## મૌક્તિક—ચતુર્દશ.

### મિત્ર મહિમા.

સૃષ્ટિમાં બધાના મિત્રો છે અને મિત્રતા જોઇએ પણ તે મિત્રો સ્વાર્થના લીધે શત્રુઓના કામ સારે છે અને ધોખો આપે છે. માટે

મિત્રતા વિષે આપણા શનાતન ધર્મમાં શું કહેવામાં આવ્યું છે અને મોટા પુરૂષો મિત્રોનાં શુભ આચરણો વાંચવાથી આપણે કોના સાથે મિત્રતા રાખવી અને મિત્રોના ધર્મ શું છે તે શાસ્ત્રો જોતાં માલમ પડે છે તેનું થોડુંક વર્ણન વાંચવું જેથી મિત્રોની કસોટી થાય.

## યુધિષ્ઠિર પિતામહ સદ્‌ગુણવાળા પુરૂષો સાથે મિત્રતા કરવી તે કૃપા કરી શ્રવણ કરાવો?

**ભીષ્મપીતામહ**–જે મનુષ્યો કુળવાળો હોય, જેઓ વચન બોલ્વી જાણતા હોય, જેઓ જ્ઞાન તથા વિજ્ઞાનમાં નિપુણ હોય, જેઓ ઘણાં ગુણવાન હોય, લાલચ રહિત હોય, શ્રમને જીતવાવાળા હોય, જેઓ માધુર્ય ગુણવાળા હોય, સત્ય, પ્રતિજ્ઞના પાળનારા હોય, જીતેંદ્રીય હોય, જેઓ દોષારોપ થયા પછી તેમાંથી નિમુંકત થએલા ને ખ્યાતિ પામેલા હોય, અથવા પાપી લાલચોથી ન ફસતાં જેઓ શુદ્ધ રહેવાવડે કીર્તિ પામ્યા હોય, વળી પોતાની શક્તિના પ્રમાણમાં આચરણ કરનારા હોય, સદા સતોષથી રહેનારા હોય, અઘટીત જગાએ ક્રોધ નહીં કરનારા હોય, આકસ્મિક સ્નેહ છોડી ને જુદા નહી પડનારા, જે પુરૂષ પોતાનું કામ છોડીને પણ મિત્રનું કામ કરનારા હોય, જે પુરૂષ ક્રોધથી પણ પ્રીતિનો ત્યાગ ન કરે, મિત્ર નિર્ધન થઇ જાય તો પણ છોડતા નથી, એવા ગુણવાળા પુરૂષોની પરિક્ષા કરીને સ્નેહી કરવા એવો મારો મત છે. વળી જે પુરૂષ બંધાયેલો ન છતાં મિત્રતાથી વર્તે છે, તેનેજ બંધુ તેનો મિત્ર જાણજો. ઉદાર પુરૂષો ધનવાન હો કિંવા નહો, તો પણ મિત્રોનો અતિસત્કાર કરે છે, જે બેના મત, મનની સાથે મળે છે. ગુપ્ત વિચાર પરસ્પર મળતાં આવે છે. અને બુધ્ધિની સાથે બુદ્ધિ મળે છે, તે મિત્રતા નાશ પામતી નથી.

**યુધિષ્ટર-પિતામહ-કેવા લક્ષણવાળા મિત્રનું ત્યાગ કરવું જોઇએ તે કૃપા કરી શ્રવણ કરાવો.**

**ભીષ્મપિતામહ—**લોભી, ક્રુર, ધર્મહિન, કપટી, શઠ, હલકા, પાપી, શંકા રાખનારા, આળશુ, દીર્ઘસુત્રી, અવળો ચાલનાર, નિંદિત, સંકટ સમય છોડી જતો રહેનાર, દુરાત્મા, નિર્લજ, સર્વ તરફ પાપ દ્રષ્ટિથી જોનાર, નાસ્તિક, વેદની નિંદા કરનાર, ઇંદ્રિઓને વશ નહિ, રાખનાર, ઇચ્છામાં આવે તેમ અતિશયપણુ આચરનાર, અસત્યવાદી, લોકમાં દ્વેષ પાત્ર થએલો, પ્રતિજ્ઞા નહિ પાળનાર, ચાળીઓ, સમય આવે મતી ન સુજે તેવો, ઘણો અદેખો, પાપ કર્મ કરવામાં આગ્રહ વાળો, દુર્જન, ઠગ, મિત્રો સાથે અપકાર ચારનાર, નિરંતર પારકા દ્રવ્યની અપેક્ષા રાખનાર, યથાશકિત આપ્યાં છતાં જે અતી મંદ બુધ્ધિનો સંતોષ રાખતો નથી, મિત્ર પ્રત્યે જે ધૈર્યવાન નથી, નહીં જોઇએ ત્યાં ક્રોધ કરનાર, જે ધ્યાન રાખનારની જગાએ ધ્યાન રાખતો નથી, તથા બોધડ છે, જે વિના પ્રયોજને આકસ્મિક વિરોધ કરી બેસે છે, જે મિત્રે ઉપકાર કર્યો હોય અને અજાણતાં કાંઈ અપકાર થઇ ગયો હોય તો તેટલામાં પોતાનું કલ્યાણ કરનારા મિત્રોને તે જલદી ત્યાગ કરે છે, જે કામ હોય ત્યાંસુધી મિત્રોની સેવા કરે છે. જે મિત્ર હોઇ પોતાના મિત્રનો દ્વેષ કરે, મિત્રના જેવું ડોળ બતાવીને શત્રુનું કામ સારે.

લોકો તમારી સોબત પર મુખ્ય ધ્યાન આપે છે, તેનું કારણ એ છે કે મનુષ્ય એ એક અનુકરણ પ્રાણી છે, એટલે પોતાના દોસ્તોમાં જે ચાલ જુએ તે ઘણું કરી વગર ઢીલે પોતાના મગજમાં ઉતારી તેને અનુસરીને વર્તે છે. આ પ્રમાણે તમારી યુવાવસ્થામાં ઘણીવાર બને છે, માટે ધ્યાનથી મિત્રતા કરવાનું છે.

દુર્ગુણી માણસથી સદા દૂર નાસવું, તમે તેને તમારો મિત્ર કહો છો, પણ તે તમારો મિત્ર થતો નથી, તેનાથી તમારૂં કલ્યાણને બદલે અકલ્યાણ થાય છે, તે સુખમાં સહાયતા ભુત માત્ર જણાય છે, પણ દુઃખમાં દુર ખસી જાએ છે, માટે દુષ્ટ દુરગુણી માણસને મહા ઝેરી સર્પ સરખો માની તેની સમીપ ન જતાં તેનાથી ડરી ડરીને ડગલાં ભરો એમ છતાં જો નાલાયક માણુસ આવી મળે તો ધીમે રહીને તેનાથી છુટું પડી જવું. નાલાયક દોસ્ત આવી મળે ત્યારે તેની મુલાકાતે થોડું જવું, બહુ છુટથી વાતચીત કરવી નહી તથા તેને વિશેષ આદર માન આપવું નહી.

આ દુનિયામાં ચોર ચોરને, જુગડીએ જુગડીઆને, સાચે સાચને જુઠે જુઠાને, અફીણી અફીણીઆને, ઠગે ઠગને, અને દાતારે દાતારને, દારૂડીએ દારૂડીઆને, કંજુસ કંજુસને, સ્વલ્પ સમયમા સ્નેહ બંધાય છે. “જેસા ને તેસા” મળવાથી તેઓ એકરૂપ થઇ જાય છે; સદ્ગુણીની સંગતથી સદ્ગુણ અને દુરગુણીની સોબતથી દુરગુણ દુનિયામા સદૈવ વૃદ્ધિ પામે છે.

તપાવેલા લોઢા ઉપર પાણીનું ટીપું પડયું હોય તો તે નામ માત્ર એંધાણ પણ રહેતું નથી, તેજ બીંદુ કમલ પત્ર પર પડવાથી મોતી સરખું ચકમકે છે, અને તેજ બીંદુ જો સ્વાતિ નક્ષત્રમાં દરિયામાં પડે તો છીપમાં મોતી થાય છે, માટે અધમ, મધ્યમ, તથા ઉત્તમ ગુણ એ વિશેષે કરીને સંગતથી જ પ્રાપ્ત થાએ છે, આપણે આપણી પુરી ફરજ બજાવીએ એમ છતાં જો મિત્રને માઠું લાગે તો આપણે નિરૂપાય છીએ.

કોઇ માણુસ અત્યંત ધીર અથવા બુધ્ધિવાન હોય, દયાળુ હોય, સારા ગુણવાળો હોય, સારા માઠાનો વિવેક બીજાને સમજાવી જાણે તેવો હોય અને વિદ્વાન અથવા વિવેકવાન હોય તેવા પુરૂષને પણ

જેની પાપ બુધ્ધિ છે, એવા દુષ્ટ પુરૂષોને સદા, સર્વ કાળ સંગ રહે તો તેની બુધ્ધિ પેલા પાપીષ્ટ જેવી થઇ જાય છે અને પોતે તેવા નીચ આચરણ પ્રસિધ્ધ રીતે કરે છે, એ રીતે સમજવું કે સંગત મહા બળવાન છે. માટે હુંમેશાં સંગત કરતાં પહેલાં તેનાં ગુણ દોષનું અવલોકન કરી પછી મૈત્રી કરવી તો પાછળથી પસ્તાવું પડતું નથી

જે વાંકી નજરથી જુએ છે. જેની દ્રષ્ટિ સર્વ વિપરીત જણાય, જે બીજાનું સારૂં દેખી રાજી થનાર ન હોય. જે મદ્યપાન કરતો હોય છે, ખાર કે દ્વેષ કરે, ક્રોધી સ્વભાવનો હોય, સદ્‌ગુણીને પરિ. તાપ કરનારો હોય, નિર્દય હોય, મિત્રનો દ્રોહ કરનારો, કૃતધ્ન અને અધમ હોય, એવા ગુણવાળાને કોઇ દિવસ પોતાનો મિત્ર કરવોજ નહી. તેમજ જેને બીજાનાં છીદ્ર શોધવાની ટેવ હોય તેની સાથેની મિત્રતા કરવીજ નહિ એવો મારો મત છે.

"શાંતિપ્ર"

જો વિવેક, સાલસાઇ તથા પરોપકારની વલણથી ચાલ્યા હોઇએ તો ઘણા લોકોને આપણા વહાલા મિત્રો બનાવી શકીએ છીએ.

આપણે નમ્ર ને નિષ્કપટી છીએ અને મિત્રના દુ;ખનું નિવારણ કરી તેમનું સુખ વધારવા કૃપા યુકત અંતઃકરણ રાખીએ છૈએ, એવું જો બીજાઓને માલુમ પડશે તો આપણે મિત્રવિના રહેશું નહિ

જે માણસ બીજાઓનાં, સારા ગુણોને વાજબી રીતે વખાણે તેના ઘણા મિત્રો થાય કેમકે જેનું દીલ મોટું અને ઉદાર હોય, જે ખરૂં બોલાવવાને અચકાતું ન હોય, અને જેઓમાં બીજાના સારા ગુણો પારખવાની શકિત હોય તેજ એમ કરી શકે.

મિત્રની હયાતીમાં મદદ લેવી દેવી એ સાધારણ વાત છે. પરંતુ મિત્રના સ્વર્ગવાસ પછી તેના ઘરની સંભાળ લેવી ને પોતાના મરહુમ મિત્રની કીર્તિ અમર કરવા યત્ન કરવો એ કામ સ્તુત્ય છે, એવી ફરજને વળગી રહેનારને આ દુનિયામાં યશ મળે એને એવા માણસને પોતાના મિત્ર કરવાને ભલા ભલાનું દિલ આકર્ષાય તો તેમાં કશું અજાયબ થવા જેવું નથી,

મિત્રાઇ જોડાયા પહેલાં વિશેષ આદરમાન આપવું, પરંતુ મિત્રી ગાંઠ પૂર્ણ મજબુતીએ પોહોંચ્યા પછી લખવામાં બોલવામાં માન આપવાથી ઠગાઇ અથવા થોડી પ્રીતિ હોય એમ અન્યને જણાઇ આવે છે, માટે જોઇએ તે કરતાં વધારે માન પાન આપવાથી દૂર રહેવું મસકાખોર થવું નહીં.

પૈસાથી દોસ્તીમાં કેમ ખલેલ પડે છે, એ પ્રમાણે આપણે સમજીએ છીએ. એ વાતથી અજાણ માણસ ભગ્યેજ ગણશે, નાણું ઝેર કરાવે છે. નાણું વેર કરાવે છે, નાણું કેર કરાવે છે, તેમજ નાણુ ઠેર પણ કરાવે છે, નાણું નખેદ ગણાય છે, પ્રતિપક્ષ જોઇએ તો નાણું લહેર કરાવે છે, નાણું સ્નેહ કરાવે છે, અને નાણું ઉત્તમ પ્રકારનું સુખ અપાવે છે, અર્થાત્ નાણું સુખદાઇ તેમ દુઃખદાઇ પણ છે. પરંતુ મિત્ર સાથે પૈસાનો વેવાર ચોખુંજ રાખવુ.

જો મિત્રની પડતીમાં આપણે તેને મદદ ન કરીએ તો એક પ્રકારની અનિતિ કહેવાય.

## દ્રષ્ટાંત ૧ લું.

### મૂર્ખ મિત્ર કરતાં ડાહ્યો દુશ્મન સારો.

એક રાજાના મહેલની એક વાંદરો ખુલ્લી તલવારે ચોકી કરતો હતો, એ વખતે રાજા અને રાણી મહેલમાં સુતા હતા. ત્યાં મહેલમાં

અધર સાપ નીકળ્યો, તેનો પ્રતિબિંબ રાજાના બીછાના પર પડવાથી વાંદરો તેને સર્પ જાણી તરવારથી મારવા દોડયો. તેવામાં તે રાજાએ નોકરીથી બરતરફ કરેલ બ્રાહ્મણ કારભારી આપત કાલથી ચોરી કરવા રાજાના મહેલમાં આવેલો તેણે આ ચારીત્ર જોયું, એટલે ગુપચુપ આવી વાંદરાના હાથમાંથી તલવાર પકડી લઇ તે વડે સાપનાં બે કડકા કરી નાંખ્યાં અને મહેલમાંથી ચોરી કરવી છોડી દઇ ચાલી નીકળતાં મહેલની સામેની ભીંતે એક શ્લોક લખ્યો.

શ્લોક.

પંડિતો પિર શત્રુ, ન મૂર્ખો હિતકારક,
વાંદરો હતો રાજા, વિપ્ર ચોરેણ રક્ષત. ૧

સવારના ઉઠી જોતાં રાજાની નજરે સાપના કડકા ઉપરનો શ્લોક વાંચવામાં આવ્યો, તે જોઇ રાજા અચરજ પામ્યો અને આ બનાવની ખરી હકીકત જાહેર કરનારને માફી આપવા ઢંઢેરો પીટાવ્યો જેથી પેલા બ્રાહ્મણે આવી સર્વ વૃતાંત જાહેર કર્યું જેથી રાજા ખુશી થઇ મુખ્ય પ્રધાન બનાવ્યો, અને વાંદરાની ચોંકી બંધ કરી. માટે જો વિદ્વાન શત્રુ પણ સારો પણ મૂર્ખ મિત્ર કદાપી શ્રેષ્ટ ગણાય નહિ.

---

## દ્રષ્ટાંત ૨ જું.

### હંશે કાગડાની કરેલ સોબત.

હિંદુસ્તાનમાં મુખ્ય કરી ચાર સરોવર કહેવાય છે, માન સરોવર, બિંદુ સરોવર, પીંપા સરોવર, અને નારાયણ સરોવર. માન સરોવર

ઉત્તર ખંડમાં આવેલ છે. ત્યાં હંશ પક્ષીઓ રહે છે. એક સમય કાગડાને ઇચ્છા થઇ કે મારે હંસોની સભામાં જવું, તે ચુનાની ભઠ્ઠીમા પડી શ્વેત રંગ લગાવીને ત્યાં ગયો અને હંસો તરફથી સારો સત્કાર પામ્યો અને હંસોને કહેવા લાગ્યો કે ક્યારેક તમો પણ અમારા દેશમાં પધારવા કૃપા કરશો, હંસોએ પૂછયું તમારા દેશમાં શું શું મલે છે કાગડે કીધું સર્વે પ્રકારનાં મેવા, મીઠાઇ અને ઇચ્છીત ફળ મળે છે કશા પ્રકારની ખામી નથી, ત્યારે એક હંસને ઇચ્છા થઇ કે મારે તમારે સાથે ચાલવું છે. કાગડાએ હા કહી અને પોતે ઘણું ફરાવતાં ફરાવતાં એક જંગલમાં લઇ ગયો. કયાં મોટું ભયંકર અરણ્ હતું ત્યાં એક આકડાનો ઝાડ હતો તેમાં જે ફળો હતાં તે આંબા જેવા દેખાવમાં થાએ છે અને હંમેશાં નીલાજ રહે છે માહે રૂ જેવું નીકળે છે. તે હંસને કીધું કે જુઓ પેલો આંબાનો વૃક્ષ છે તે હજી કાચા આંબા છે તે પાકવાની અણી પર છે તે પાકે એટલે તમારે ભક્ષણ કરવું. હું પાસેના ગામમાં મારા સગાઓને મલીને તુરત આવીશ. હંસ તો વિશ્વાસ પર ત્રણ ચાર દીવસ રાહ જોઇ પણ આકડાના ફળ તે વળી પાકતા હશે ઘણું વ્યાકુળ થઇ મરણ તુલ્ય થવા લાગ્યો એટલામાં દૈવ ઇચ્છાથી ગરૂડજી આવ્યા અને હંશની સ્થિતિ જોઇને સર્વ હકીકત પુછતાં માલમ પડયું કે કાગડે હંસને મારવાનો પ્રયત્ન કરેલ છે પછી હંસને પોતાના ખભે બેસાડીને માન સરોવર મેલી આવ્યો. કાગડે વિચાર કર્યું કે ઘણાં દિવસ થયાં હંસ મરણ પામ્યું હશે માટે ભક્ષ થયું, આવીને જોયું તો હંશનો પતો શેનો મલે નિશાસા નાંખી ચાલી ગયો, માટે મિત્રતા વિચારીને કરવી.



## દ્રષ્ટાંત ૩ જું.

### સિંહે બ્રાહ્મણને ગુરૂ કરી દક્ષિણા આપી.

એક બ્રાહ્મણને કન્યા પરણાવી હતી પરંતુ ધન પાસે ન હોવાથી

દેશાવર ખાતે જાતો હતો જંગલના મધ્ય ભાગમાં આવ્યો એટલે વનરાજ સભા ભરી બેઠો હતો તેની સભામાં હંશપક્ષી પ્રધાનપદ પર હતું તેણે કીધું હે ! પશુઓના રાજા આપે ગુરૂ નથી કર્યો માટે આપના ત્રણે માટે જુઓ સામે બ્રાહ્મણ આવે છે તેની કંઠી બંધાવી યોગ્ય દક્ષિણા આપો સિંહ તત્કાળ ઉઠીને બ્રાહ્મણના પગમાં પડી વંદના કરી, મહારાજ બીહવા લાગ્યાં પણ વીચાર્યું કે, હંશ મંત્રી છે માટે અનર્થ થાશે નહી પછે શિષ્ય કરી દક્ષિણા લઇ ઘેર ગયો અને પુત્રીનો વિવાહ સંસ્કાર કર્યો વળી કેટલીક મુદત થઇ ત્યારે બ્રાહ્મણની સ્ત્રીએ કીધું સ્વામીનાથ તમારા શિષ્ય સિંહ પાસે જાઓ અને દ્રવ્ય લઇ આવો બ્રાહ્મણ વનમાં આવ્યો તો સિંહની સભામાં કાગડો પ્રધાન પદ પર હતો તે જીવહિંસા કરવી, પાપીષ્ટ કુકર્મોનોજ પ્રબોધ ચાલુ એટલે બ્રાહ્મણ જોઇ પશ્ચાતાપ કરવા લાગ્યો કે સ્ત્રીની શીખામણ સાંભળી આવ્યોતો ખરો પણ જીવ લઇને જાવું મુશ્કેલ છે. એટલામાં સિંહે ક્રુર દ્રષ્ટિ કરીને કહ્યું હે ! મહારાજ હમણાં કાગડો પ્રધાન છે માટે તમારે વિદાય થવું હોય તો થઈ જાઓ નહિતર મને દોષ આપશો નહી વિપ્ર ચાલ્યો ગયો એટલે કાગડો જે બહાર ગયો હતો તે આવ્યો કેમ વનરાજ આજે કેવું ઉત્તમ ભક્ષ વિપ્ર જેના ઉદરમાં લાડવાનો ચેપ તેને જતાં મુકયું અને વિપ્ર પવિત્ર તેને જો આપણે ભક્ષ કર્યું હોત તો આપણા પાપ ભસ્મ થઇ જાત સિંહે તપાસ કરી તો વિપ્ર ચાલ્યો ગયો હતો. માટે વાંચનાર સંગત બળવાન છે.

---

## દ્રષ્ટાંત ૪ થું.

### સુદામાએ કરેલી શ્રીકૃષ્ણની મિત્રાઇ.

સુદામાપુરી (પોરબંદર) માં શ્રી દામ નામનો એક બ્રાહ્મણ જે શ્રીકૃષ્ણનો મિત્ર થાએ તે ગુરૂકુલમાં સાથે અધ્યયન કરતાં હતાં

એક દિવસે ગુરૂએ દારી આપીને કૃષ્ણ સાથે જંગલમાં સમીધ લેવા મુકયાં. ત્યાં વરસાદ થતાં રાત્ર જંગલમાં રહ્યાં, તે સુદામો એકલોજ દારીઆ ભક્ષ કરી ગયો. કૃષ્ણ વાત જાણી ગયાં પણ મોઢેથી ન કહ્યું. સુદામાને પંકિત ભેદનો દોષ લાગ્યો તેથી નિર્ધન અવસ્થા ભોગવતો હતો શ્રીકૃષ્ણને સુદામો વિખુટા પડયા તે શ્રીકૃષ્ણ દ્વારકામાં આવ્યાં અને સુદામાપુરીમાં સુદામું શ્રીકૃષ્ણની વૈભવની વાતો સાંભળી સુદામાની સ્ત્રી દરરોજ કહે છતાં સુદામાને લજ્જા થાતી કે અમે સાથે અભ્યાસ કરતા તે કૃષ્ણ મને વાત કરે કે તું દારીઆ ભક્ષણ કરી ગયો તો ઠીક નહી, ઘણા દિવસથી કંટાળી જતાં એક દિવસે દ્વારકા આવી શ્રીકૃષ્ણ ચંદ્રને મલતાં ઘણા સત્કારને પામતાં આનંદમાં લીન થઇ ગયો, શ્રીકૃષ્ણે પણ ઘણું દ્રવ્ય આપ્યું અને વૈભવ ઘણો સારો આપ્યો અને અખંડ કીર્તિ આજ ઝીવસ સુધીં ચાલુ છે. માટે આવા મિત્રો બધાને હોજો કે મિત્રોના અવગુણ ન જુએ પણ ગુણજ જુએ અને મિત્રને સંકટના સમયમાં મદદ કરે અને અરસપરસ ગુણ ભુલે નહિ તેજ ખરો મિત્ર જાણવો બાકી સ્વાર્થ પરાયણ મૈત્રી કરવી એ તો ફોકટ છે મિત્રતા કરવી તે હંમેશ ચાલે તેવીજ કરવી નહિ તો ન કરવી બહેતર છે.

---

## શાર્દુલ વિક્રિડિત છંદ.

વિદ્યામાં ભરપુરને સદ્‌ગુણી, સ્નેહી મળે જો ભલા;<br>
તો તે સંગ અવશ્ય મૈત્રિ કરવી, એવા જનો વિરલા;<br>
વિદ્યા પાઠ સુભાષણો જ કરવા, આનંદમાં બેસીને;<br>
સારા સારા વિચાર શાસ્ત્ર, નિયમો, દર્શાવવા સ્નેહીને.

---

## કુંડલીઓ.

કસ્તુરી બીગડ જાય, હિંગકો મીળાપ કીએ;
બનરાય બીગડ જાય, બિરંગ બીજાઇ એ;
વિદ્વતા બીગડ જાય, ઘરમેં કુનાર જેસેં;
હીરા બીગડ જાય. કાચમેં જડાઇ એં;
કોકીલા બીગડ જાય, વાયસકો સંગ કીએ;
કપુર બાશ બીગડ જાય, લશણુ મીલાઇ એ;
સુસંગત તેં સુધરે, બીગડે કુસંગ નહીં તેઃ
જે સે સંગ બેસે, તે સે ફલ પાઇએ.

"તેજપાલ"

---

## હરિગીત છંદ.

સંસારમાં સૌજન સદા, નિજ સ્વાર્થ સેજે સાધવા,
મિત્રાઇ બાંધે બોલી મનહર, વચન બહુ વાલા થવા,
જ્યાં ગોળ સાંકર ખાંડ ત્યાં, કીડી કુંડાળું ભાળજો,
છટ! સ્વાર્થને પરમાર્થ પ્રીતિ રીતી ઉત્તમ જાણજો,
રહે સાથ સંપત્તિમાં અને આપત્તિમાં અગળો ફરે,
પૈસે પ્રશંશા તેજ નિર્ધન થાય ત્યાં નિંદા કરે,
ધિકકાર એવી દોસ્તીને એ દુષ્ટથી દૂર સૌ થજો,
છટ! સ્વાર્થને પરમાર્થ પ્રીતિ રીતિ ઉત્તમ જાણજો.

---

## નારાચ છંદ.

કદાપી કાળીઆ કનેજી ધારી ધોળીઓ વશે,
વળે ન વાન તોય માન, સંગ જેવી શીખસે,

ઉડે ન તોય ઠેકવા શીખે, વશી વીહંગમાં,
કુસંગીનો પ્રસંગ દે, કુસંગ રંગ અંગમાં.

---

## ભુજંગી છંદ.

કરો મિત્રતા તે નહિ કામ મોટું,
હરો ને ફરો સાથ તે છેક છોટું,
કહું ધન્ય જો અંત્ય સુધી બચાવો,
કરો ને હતો નેહ નિત્યે નિભાવો.

કવિશ્વર દલપત.

---

## દોહરા.

સૂર્ય ન ઉગે સૃષ્ટિમાં, દીસે દ્રષ્ટિમંદ,
મિત્ર વિનાનો માનવી, સુખ અનુભવથી અંધ ૧
હસ્તિના પગલા વિષે, પગલા સર્વ સમાય,
તેમજ સદ્મૈત્રી વિષે, સુખ સહુ આવી જાય. ૨
વૃક્ષ સાથ લાગી રહી, વેલતણી જે પ્રીત,
સુકે પણ મુકે નહી, એ પ્રીતની રીત. ૩
હેત નકામું હંશનું. પિડાપડે ઉડી જાય,
સાચી પ્રીત સેવાળની, જળ સાથે સુકાય, ૪
ઝાડ સુકાણું જેસમે, ઉડયા વાસી વિહંગ,
પણ કોમળ કિશલય બધાં સુકાણા તે સંગ. ૫
તંત અતી નવ તાણીએ, થાય હરખનું હરણ
મમત મકુડો ન મુકે, જેથી પામે મરણ. ૬

દગો સગો નહિ કોઇનો, સમજો મનમાં યાર,
દગલબાજ નરતો બને, અંતે તે ખુવાર. ૭
દગો કર્યો દુર્યોધને, પિત્રાઇ પાંડવ સાથ,
અંતે કુળનો નાશ પણ, થયો તેમને હાથે. ૮
માટે મારા બાંધવો, કરજો મન વિચાર,
દગા રમેથી દેવજી, થાશે અંત ખુવાર. ૯
કામ પડયાથી જાણીએ, જે નર જેવો હોય,
કસ્યા વિણ ખોટું ખરૂં, કહે ન સોનું કોય. ૧૦

---

## છપા.

કરે નીચનો સંગ, નીચની બુદ્ધિ આવે,
કરે નીચનો સંગ, સકળ સદ્ગુણો ગમાવે,
કરે નીચનો સંગ, નીચની ભાષા રાખે.
કરે નીચનો સંગ, નીચની રીતી ભાખે,
વળી નીચ કામ નીચા કરે, નીચ કહેવાએ ઉંચ જન,
શામળ કહે સંગ નીચની, કોઈ ન કરશો કોયદન.

૨

પંડિત પંડિતની પ્રીત, મુરખને મુરખ વહાલા,
રૂડો રૂડી પ્રીત, ચતુર ચતુરાઇ ત્યાં ચાલ્યા,
સુમને વહાલો સુમ, વહાલા દાતાને દાતા,
જારને વહાલો જાર, ગુણીજનને ગુણ જ્ઞાતા,
શૂરાને વહાલા સુરનર, કાયરને કાયર ગમે,
જશવંત ગમે જશવંતને, સામળ કહે સદા સમે.

૩

મળે ઉંચને ઉંચ, મળે ભંગીને ભંગી,
મળે નીચને નીચ, મળે રાગીને રંગી,
મળે ભકતને ભકત, મળે પાપીને પાપી,
મળે જ્ઞાનિને જ્ઞાનિ, મળે જાપકને જાપી,
વળી વ્યસનીને વ્યસની મળે, મળતે મળતા ગુણ મળે,
જેમ લવણ મળે છે તક્રમાં, સામળ પય સાકર મળે.

ગીતિ.

ઘટ ઘટ જ્ઞાન વધારે, પ્રગટ સુમિત્રો પવિત્ર ચરચાથી,
ઘટ ઘટ પાન કરાવે, સરસહર્ષનું વિનોદ વિદ્યાથી.

હિન્દી દોહા.

સજ્જન મિલાપી બહોત હેં તાળી મિત્ર અનેક,
જીસકો દેખી છાતી ઠરે, સો લાખનમેં એક. ૧
સોબત કીજે શ્વાનકી, દો બ ત ન કા દુઃખ
ખીજ્યા કાટે પાઉકું, રીઝયા ચાટે મુખ. ૨

---

## ખરો મિત્ર કોણ?

### છપ્પો.

કોઇ મિત્રો થાય, વસ્તુ કાંઇક આપેથી,
કોઇ મિત્રો થાય, મધુર ભાષણ ઉચરેથી,
કોઇ મિત્રો થાય, ગુપ્ત વિચાર બળેથી,
કોઇ મિત્રો થાય સંબંધીનો બળ તેથી.

પણ જીવન જગમાં જાણજો, મિત્ર તેજ મન્મિત્ર છે,
વિણુ સ્વારથ સત્ય સુસ્નેહને, અંતર પૂર્ણ પવિત્ર છે.

**કવિરાજ જીવન વિદુર નિતિ.**

## મનહર છંદ.

અનુકુળ ઇશ હોઇ સજ્જનનો સંગ થાય,
સજ્જનના સંગવળે દોષ દૂર થાય છે,
દોષ દૂર થયે જ્ઞાન ઘટમા વિષેશ વ્યાપે,
જ્ઞાન વધવાથી સનમાંન તો પમાય છે.
સનમાન થકી ધન ધાન્ય તો ઘરમાં મળે,
ધન ધાન્ય થકી કાર્ય ધર્મના કરાય છે,
ધર્મના કારજવડે અંતે મોક્ષ પદ મળે,
મોક્ષપદ મળેથી સફળ જન્મ થાય છે. ૧

**મિ. વિ. નિ.**

૨.

ખુશામત કરે ખાનપાન ખવરાવે ખૂબ,
સતા ધન આપે પણ કર્મ જો નઠારા છે,
આવે એવા મિત્ર થવા હું એ મિત્રતા ન ચાહુ,
પાસે બેસું તો મારા મનમાં અકારા છે.
શુદ્ધ દીલ થકી રાખે સર્વમાં સમાન પ્રીતી,
દુઃખ સહી દેશ તણું હિત કરનારા છે.
કહે નિલકંઠ મને બોલાવે ન કદિ તોય,
એ મિત્રને માનું છું કે સત્ય મિત્ર મારા છે.

**કાવ્ય કમલીકર.**

૩

વિષ્ણુ તણા સંગ વડે શંખને સન્માન મળે,
જગતમાં જાહેર એ વાત ક્યાં અજાણી છે.
સ્મશાનની રાખ લાખ રીતે છે અમાંગલિક,
તે ઇશાન-અંગ વિભૂતિ લેખાણી છે.
દોષથી ભરેલી ઘેલી દુનિયા છે તોયે પણ,
બ્રહ્માએ રચેલી માટે ડાહ્યામાં મનાણી છે.
ગુણહીણુ હોય પણ ગુણીતણી સંગતીથી,
વસ્તુ માત્ર તણી અત્ર પ્રતિષ્ટા પ્રમાણી છે.

૪

એક માળીની વાડીમાં એજ ઉગાડીઆંને,
એકજ માળીએ સાંભળીને પાયું પાણી છે.
એકજ માળીએ સારા સારા ભાળી ટાળી કાઢયાં,
એકજ માળીની હાથે માળાઓ ગુંથાણી છે.
એક છાબમાંહિ પાણી છાંટી તે બજારે લીધી,
એજ માળી હાથે પુષ્પમાળાઓ વેંચાણી છે.
દેવને ચઢી તે માળા દેવ સાથે પુજાણીને,
ગુણીકાયે પહેરી ને પથારીમાં ચુંથાણી છે.

મિ. વિ. નિ.

## મૌક્તિક—પંચદશ.

### મનમાં ગુણની વૃતિઓ.

વેદાંતના પ્રથમ પુસ્તકમાં પાંચ કોશનો વર્ણ્વ છે. અન્નમય કોશ; પ્રાણમય કોશ, અને મનોમય કોશ, અને વિજ્ઞાનમય કોશ,

મને આનંદમય કોશ. હવે ત્રીજો કોશ જે મનોમય છે. તેનો વસ્તાર અને વેગ કહ્યો છે મનથી સૃષ્ટિ કેવી ઉત્પન્ન થાય છે અને તેનો વર્ણવ ઓપનિષદોમાં કેવુ છે.

(બૃ. ૧. ૫. ૩. મૈત્ર્યુ. ૬. ૩૦.)

| | | |
|---|---|---|
| સંકલ્પ, | કૃતજ્ઞતા, | ક્રોધ ઇત્યાદિ |
| વાસના, | કામ | ગુણ મનાય છે. |
| ઇચ્છા, | લજ્જા, | |
| સ્મૃતિ, | આનંદ, | |
| ધૃતિ, | ભય, | |
| શ્રદ્ધા, | રાગ, | |
| ઉત્સાહ, | સંગ, | |
| કારૂણ્ય, | દ્વેષ, | |
| કકળાટ, | લોભ | |
| પ્રેમ, | મદ | |
| દયા, | મત્સર, | |

મન, ભ્રમર, મેઘ, સ્ત્રી, કામ, વાયુ, લક્ષ્મી, વાંદરો, માછલી એ ચંચલ સ્વભાવવાળા છે તેથી તેમને સ્થિરતા નથી.

## મનના ચાર દોષ.

ચંચલ, બળવંત, દ્રઢ પ્રમાથી મનની પાંચ વૃતિઓ છે. ગૃહણ, સ્વરૂપ, અસ્મિતા, અન્વય, અને અર્થવત, તેને જે જીતે બુદ્ધિને જીતે છે, અને જે બુદ્ધિને જીતે તેજ સર્વ ઇન્દ્રિયોને જીતે છે અને તેજ બ્રહ્મવીત થાય છે.

જેના હૃદયમાં અજ્ઞાનરૂપી ગ્રંથી કપાઇ ગઇ સર્વ સંશયો નીકળી ગયા સર્વ કર્મો જેના ક્ષીણ થઇ ગયા ત્યારે પરબ્રહ્મ દ્રષ્ટિ ઉઘડે છે.

## બુદ્ધિ.

બુદ્ધિ કર્માનું સારણી એમ શાસ્ત્રામાં કહેલું છે સ્થૂલ બુદ્ધિ, સૂક્ષ્મ બુદ્ધિ, તૈલા બુદ્ધિ, ચંચળ બુદ્ધિ. શ્રેષ્ટ બુદ્ધિ, નેષ્ટ બુદ્ધિ, સત્વગુણી, રજોગુણી, તમોગુણી બુદ્ધિ, થવાના કારણો મુખ્ય ચારજ છે,

પૂર્વના જેવા સંસ્કાર હોય તેવી બુદ્ધિ થાય છે. તે સદ્ગુરૂના વચનોથી અને ભાગીરથ પ્રયત્નોથી તે સુધરી શકે છે.

શિક્ષણથી બુદ્ધિમાં ફેરફાર થાય છે. જો શ્રેષ્ટ શિક્ષક સારી તાલીમ આપે તો વિદ્યાર્થીની બુદ્ધિ શ્રેષ્ટ થાય છે. ઇન્દ્રિય નિગ્રહથી શાસ્ત્રમાં કહેલા વ્રત, નિયમ, તપ અને સંયમથી પણ બુદ્ધિ સુધરી શકે છે.

આહારથી જેવું અહાર તેવું ઓડકાર શાસ્ત્રમાં અન્નને બ્રહ્મમય કીધું છે. સત્વગુણી અન્નનો સેવન કરવાથી બુદ્ધિ સત્વગુણી બને છે અને રજોગુણી અન્ન ભક્ષણથી બુદ્ધિ રજોગુણી બને છે, તમો ગુણી ભોજનથી બુદ્ધિ તમોગુણી થાય છે. એમ શ્રીગીતાજીમાં વર્ણવ છે, તેમજ સંગત પણ બુદ્ધિ પર અસર કરે છે માટેજ સદ્ગુરૂ શરણ લેવાનું વારંવાર કહેવામાં આવે છે જે પાંચમું આનંદ મય કોશ સુધારવું તે કયારે સુધરે જે ચોથો વિજ્ઞાનમય કોશ બુદ્ધિને સુધારે ત્યારે તેની પરિક્ષા સદ્ગુરૂજ કરી શકે છે.
આંખ બીજા પદાર્થને જોઇ શકે છે. પર્વતો, નદીઓ, વિગેરેને પણ આંખમાં પોતાને જોવું હોય તો દર્પણ જોઇએ તે સદ્ગુરૂ રૂપી દર્પણ મલે ત્યારેજ આંખને જોઈ શકાય છે. એજ બુદ્ધિશાળી મનુષ્યો આનંદ કરે છે એજ બુદ્ધિનાં ઓથમીર રખડે રજડે છે. વ્યવારીક જ્ઞાન કે પારમાર્થીક જ્ઞાન તેમાં પ્રથમ બુદ્ધિનોજ કામ છે,

આટલા શાસ્ત્રો રચાણા તે પણ બુધ્ધિશાળીઓનું કામ છે. માટે સદ્દગુરૂ શરણો લઈ શ્રીગુરૂમાં, શ્રીપ્રભુમાં બુધ્ધિ સાત્વીક બુધ્ધિ થાય એવા યત્નો કરવા.

**સરલ બુધ્ધિ.**

અમાનિપણું,
અદંભિપણું,
અહિંસા,
ક્ષમા,
સરલતા,
ગુરૂ સેવા,
પવિત્રતા.
સ્થિરતા.
મનોનિગ્રહ.

ઇન્દ્રિયોના વિષયોના સંબંધમાં વિરકતતા તેમજ અહંકારનો અભાવ અને જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ, અને દુઃખ એ (આપણા પાછળ લાગેલા) દોષ છે એવી બુધ્ધિ થવી.

**કર્મમાં અનાસકિત.**

ઘરબાર અને બચ્ચા છોકરામાં લંપટપણાનો અભાવ ઇષ્ટ અને અનિષ્ટ પ્રાપ્ત થાય તેમાં હંમેશાં ચિત્તનું સમાધાન રહેવું તે.

## પ્રભુમાં અન્યન્ય યોગથી અવ્યભિચારી ભકિત.

**એકાંતવાસ.**

સામાન્યજનોનો જ્યાં જમાવ થતો હોય તેવા ચોરા વિગેરે સ્થળો તરફ અણગમો અધ્યાત્મ જ્ઞાનમાં નિત્યતા બુધ્ધિ અને તત્વ-

જ્ઞાન સિધ્ધાતોનું પરિશિલન હોય તોજ બુદ્ધિથી શ્રેય માર્ગ થઇ શકે છે તે પણ સદ્ગુરૂની કૃપાનું ફળ છે.

---

## મૌકિતક—ષોડષ.

મહારાજા પુરૂરવાને ઉરવશીમાં જે સ્નેહ હતો અને તેને વૈરાગ્ય આવ્યો ત્યારે કેવા પ્રકારના ઉદ્દગારો કાઢયા છે તેનો વર્ણવ શ્રી વ્યાસજીએ અલૌકીક પ્રકારથી કર્યું છે. જે સ્નેહનું સ્વરૂપ કેવું છે અને તેનો સંયોગ વિયોગ શું છે તે કથાથી પ્રત્યક્ષ જાણી શકાય છે.

પુરૂરવા રાજાને ઉર્વશીનામાં જે સ્નેહ હતો અને જ્યારે પશ્ચાતાપ થયો ત્યારે શું વિચાર આવ્યાં.

મારા પોતાના સ્વાર્થને ન જાણનારા અને મૂર્ખ છતાં પંડિતનું અભિમાન રાખનારા મને ધિકાર છે, કારણ કે, મે રાજાપણું પ્રાપ્ત કર્યા છતાં પણ સ્ત્રીઓએ મને બળદ અને ગધેડાની પેઠે જીતી લીધેલો હતો. મે ઉર્વશીના અધરામૃતનું ઘણા વર્ષો સુધી સેવન કર્યું, તો પણ આહુતિથી જેમ અગ્નિ તૃપ્ત થાય નહિ તેમ મારો કામ તેનાથી તૃપ્ત થયો નહિ. છીનાળ સ્ત્રીએ હરી લીધેલા ચિત્તને આત્મારામ અને ઇન્દ્રિયો જેમને જાણી શકતી નથી, એવા ભગવાન વિના બીજો કયો પુરૂષ છોડાવી શકે છે!

દેવીએ મધુર વચનોથી મને બુધ્ધિને સમજાવ્યો, તો પણ મારૂં મન ઇન્દ્રિયોને આધીન થઇ ગયું છે, તેથી મનમાં દાખલ થયેલો મહામોહ દૂર થતો નથી. હું ઉર્વશીના ઉપર અપરાધ મુકું છું, તે મિથ્યા છે. ઉર્વશીએ મારૂં કંઇ પણ અશુભ કર્યું નથી, પરંતુ હુંજ

મારા અજિતેંદ્રિય પણાથી મોહ પામ્યો છું; તેમાં ઉર્વશીનો શો અપરાધ! રજ્જુના સ્વરૂપને ન જાણુનારા પુરૂષને જેમ દોરીમાં સર્પની ભ્રાન્તિ થાય, તેમાં દોરીનો અપરાધ શું? મલિન, દુર્ગંધી વિગેરેથી ભરેલો અને અપવિત્ર એવો સ્રીનો દેહ કયાં અને સુગંધ તથા કોમળતા વગેરે ગુણો કયાં! સ્રીઓના ગંદા દેહમાં ઉત્તમ ગુણોનો અધ્યાશ અજ્ઞાનથી થયેલો છે. વળી આ દેહમાં મમતા છે, તે પણ માયાવડે કલ્પાયલી છે.

માતા–પિતા દેહને ઉત્પન્ન કરે છે, તેથી આ દેહ શું માતા પિતાનો છે?

સ્રી આ દેહને ભોગવે છે તેથી આ દેહ શું સ્રીનો છે? ધણી આ દેહનું પાલન કરે છે, માટે આ દેહ શું ધણીનો છે? આ દેહ છેવટે અગ્નિમાં હોમવામાં આવે છે, માટે આ દેહ શું અગ્નિનો છે? અથવા તો આ દેહને છેવટે કુતરાને ગીધ પક્ષીઓ ખાઇ જાય છે, તેથી શું આ દેહ કુતરાનો કે ગીધ પક્ષીનો છે? દેહના સુખ દુઃખનો ભોકતા આત્મા છે માટે શું આ દેહ આત્માનો છે? અથવા તો આ દેહ પ્રીય ઇષ્ટ મિત્રોનું કલ્યાણ કરે છે, માટે આ દેહ શું ઇષ્ટ મિત્રોનું છે? વિચાર કરતાં તે કોઇનો પણ નિશ્ચય થતો નથી. અરેરે! તે અપવિત્ર અને તુચ્છ પરિણામવાળા કલેવર વિષે મનોહર. સુંદર નાકવાળું તથા મંદ મંદ હસતું સ્રીનું મુખ જોઇને તેને વિષે પુરૂષ બંધાય છે. ત્વચા, માંસ, રૂધિર, નસો, મેદ, મજ્જા તથા આસ્થિથી ભરેલા આ દેહ વિષે વિહાર કરનારા પુરૂષો વચ્ચે અને વિષ્ટા, મૂત્ર તથા પરૂમાં વિહાર કરનારા કીડાઓ વચ્ચે કેટલો અંતર છે!

ડાહ્યા પુરૂષોએ દુષ્ટ સ્રીઓનો વિશ્વાસ કરવો નહિ જોઇએ. જે મુરખ પુરૂષ સ્રીઓના ઉપર વિશ્વાસ રાખે છે, તે દુઃખોથી પીડાય

છે. સ્ત્રીઓનું વચન જો કે, કામીજનોને અમૃતમય પ્રેમરસ વધારનારૂં છે, છતાં તેઓનું હૃદય સજૈયાના ધાર જેવું તીક્ષ્ણ હોય છે તેવી સ્ત્રીઓને પ્રિય કોણ હોય છે?

સ્ત્રીઓનું મુખ શરદ્ ઋતુના કમળ જેવુ ખીલતું હોય છે, વચન કાનને અમૃત જેવું મધુર લાગે છે, અને હૃદય સજૈયાના ધાર જેવું તીક્ષ્ણ હોય છે, માટે સ્ત્રીઓના ચરિત્રને કોણ પારખી શકે છે?

પોતાનો સ્વાર્થ સાધવા માટે આત્મા જેવી વહાલી જણાતી નારીઓને કોઇ પણ પુરૂષ યથાર્થ રીતે પ્રિય હોતો નથી. તેઓ પોતાના સ્વાર્થ માટે પતિનો, પુત્રનો અને ભાઇનો નાશ કરે છે. અથવા બીજાની પાસે તેનો નાશ કરાવે છે.

વિવેકી પુરૂષે સ્ત્રીઓનો જેમ અંગથી સંગ કરવો નહિ, તેમ સ્ત્રી લંપટ પુરૂષોનો દર્શનાદિકથી પણ સંગ કરવો નહિ. કારણ કે વિષયોના સંગથી મન ક્ષોભ પામે છે, બીજી કઇ રીતે ક્ષોભ પામતું નથી જે વસ્તુ જોવામાં કે સાંભળવામાં આવી ન હોય, તે વસ્તુની ઇચ્છા થતી નથી, માટે ઇંદ્રિયોને વિષયો તરફ જતી અટકાવનારા પુરૂષનું મન સ્થિર થઇને શાંત થાય છે. માટે વિવેકી પુરૂષે સ્ત્રીઓનો તથા સ્ત્રીઓનો સંગીઓનો સંગ કરવો ઉચિત નથી. વિદ્વાનોને પણ ઇન્દ્રિયોનો વિશ્વાસ કરવા યોગ્ય નથી. ત્યારે મારા જેવાને તો ક્યાંથી વિશ્વાસ કરવા યોગ્ય હોય!

## મૌક્તિક—સપ્તદશ.

દોરડીના સ્વરૂપને નહિ જાણનારો અજ્ઞાન માણસ દોરડીને સર્પ માને છે, તે પ્રમાણે બ્રહ્મસ્વરૂપને નહિ જાણનારો બ્રહ્મને દેહ માને છે.

પૃથ્વીના સ્વરૂપને નહિ જાણુનાર પુરૂષ પૃથ્વીને ઘડા, રૂપે માને છે, તંતુઓના સ્વરૂપને નહિ જાણુનાર પુરૂષ તંતુઓને વસ્ત્રરૂપ માને છે. તે પ્રમાણે બ્રહ્મસ્વરૂપને નહિ જાણુનારની સ્થીતિ થાય છે સુવર્ણને નહિ જાણુનારો પુરૂષ સોનાને કુંડળ રૂપ માને છે, અને અલંકારોના હજારો નામ ત્થા રૂપ જુદા છે પરંતુ વાસ્તીક તે સુવર્ણ છે ફક્ત સુવર્ણ કારની કૃતિ છે પણ પ્રથમ સુવર્ણ હતો અને પછી પણ સુવર્ણ રહેશે ફક્ત વચમાં સોનીએ ઘાટ બનાવ્યા છે.

જળના રૂપને નહિ જાણુનારો પુરૂષ તરંગોને જુદા સમજે છે પરંતુ તરંગો પણ જળ સ્વરૂપ છે.

ઠુંઠાને નહિ જાણુનારો પુરૂષ ઠુંઠાને માણુસ ઉભું છે એમ જાણે પણ જ્યારે તેના પાસે જાય ત્યારે ખાત્રી થાય છે.

મૃગજળ ઝાંજવા–ખારવાળી જમીન નહિ જાણુનાર પુરૂષ ત્યાં જળ છે એમ જાણે પણ જ્યારે પાસે જાય ત્યારે ખાત્રી થાય સૂર્યના કિરણો પડે અને જળનીભ્રાંતી થાય મૃગલાઓ દોડીને ત્યા જાય ત્યાં શ્રવીત થયાં હોય અને આસ્યાથી તૃષ્યાથી હેરાન થાય છે.

લાકડાને નહિ જાણુનારો પુરૂષ લાકડાને ઘર સમજે પણ જ્યારે વિચાર કરીને જુએ ત્યારે ખાત્રી થાય કે ઘરમાં લાકડા કાઠનાં છે તે ઘર નથી કલ્પના છે.

લોઢાના હથીઆરો ખડગ વગેરેનાં છે તેના જુદા જુદા નામો છે અને આકારો પણ છે પરંતુ અંતે લોવાર પાસે તેની પરિક્ષા થાય કે પ્રથમ લોઢું હતું પણ વેત્રારમાં તેના હથીઆરો બનાવ્યાં આકૃતિઓ જુદી કરી નામ જુદા આપ્યાં પણ છત્રટે તે લોઢુંજ છે.

અનાજનો લોટ તેના પદાર્થો પાકશાસ્ત્રીઓ વિવિધ પ્રકારથી કરે છે અને જુદા જુદા નામ આપે છે અને તેનો સ્વાદ જુદો હોય છે પરંતુ વાસ્તવીક તે લોટજ છે. ફક્ત ભોજન કરનારની રૂચી પ્રમાણે આ કૃતિઓમાં ફેર તથા નામોમાં ફેરફાર છે.

સરોવર કાંઠે અગર નદી કે તળાવ કાંઠે ઉગેલા વૃક્ષો જેમ જળમાં ઉંધા દેખાય છે, એટલે જળમાં વૃક્ષોનો ઉપરનો ભાગ નીચે દેખાય અને વૃક્ષનો નીચેનો ભાગ જળમાં ઉપર દેખાય તેજ પ્રમાણે અજ્ઞાનથીજ આત્મામાં દેહપણું દેખાય છે.

કિનારેથી વહાણમાં બેસીને દરિઆમાં જનારને સઘળું આસ-પાસનો કાંઠો ફરતો જણાય તે પ્રમાણે અજ્ઞનાનીને દેખાય છે.

આંખના દોષથી જેમ કોઇ પુરૂષને ધોળી ચીજ પીળી દેખાય તેમજ અજ્ઞનાનીને અવળુંજ દેખાય છે.

પુદડી ખાવાથી જેમની આંખો જામી ગઈ હોય છે તે આંખોથી જેમ સઘળું ફરતું જણાય છે તે પ્રમાણે અજ્ઞાનીને થાય છે. ઉંબા-ડીયાને માત્ર ફેરાવ્યાથી તેમ સૂર્યના જેવું ગોળ દેખાય છે તે પ્રમાણે અજ્ઞાનીને ભ્રાંતી થાય છે.

વસ્તુઓ ગમે તેટલી મોટી હોય પણ જો દૂર હોય તો ઘણીજ નાની દેખાય, તે પ્રમાણે અજ્ઞાનીને એમજ થાય છે.

સુક્ષ્મ પદાર્થો જેમ આઇ ગલાસના કાચથી મોટા જણાય તે પ્રમાણે અજ્ઞાનીને થાય છે.

છાપવાના બિબા સઘળા અવળા છે પણ જ્યારે છપાય ત્યારે સવળા કાગળ પર દેખાય છે.

અગ્નિમાં મણિપણું જણાય અને મણિમાં અગ્નિપણું જણાય તે ભ્રાંતીથી થાય છે, પણ વાસ્તવીક તેમ નથી પણ તે અજ્ઞાની સમજતો નથી તેને તો સદ્દગુરૂ સમજાવે ત્યારે અજ્ઞાન ટળે છે.

આકાશમાં રાત્રે વાદળાં દોડતા હોય ત્યારે તેના જેવું ચંદ્રમાં દોડે છે એમ જણાય પણ ચંદ્રમાં પોતાની ગતિ પ્રમાણે ચાલે છે અને વાદળા વાયુના વેગથી ચાલે છે તેની સમજણ બધાને કયાંથી હોય તે તો જ્યારે ગુરૂ મલે અને ભેદ બતાવે ત્યારે અજ્ઞાનતાનો નાશ થાય છે.

ફોટોગ્રાફરવાળો જ્યારે ફોટું પાડે ત્યારે કાચમાં ફોટું ઉંધો પડે છે પણ જ્યારે ફોટાવાળા તે કાચને સાફ કરી અને છાપે ત્યારે અવળામાંથી સવળું થાય છે તેની કાંઇ બધાને ખબર હોતી નથી પણ તે વિદ્યાના જ્ઞાતા તેઓનુ રહસ્ય જાણી શકે કે વાસ્તવીકપણું શું છે અને તે કેમ થાય છે તે વિદ્યાનું જ્યારે અભ્યાસ થાય અને ગુરૂ મલે ત્યારેજ ખબર પડે છે તે પ્રમાણે જે જીવને અવિદ્યા છે તેને ટાળવા ગુરૂ મલે ત્યારે ભ્રાંતી ટળે છે.

કોઇ પુરૂષને જેમ દિશાનો ભ્રમ મોહથીજ (અજ્ઞાનથી) થાય, અને ધ્રુવનો ચક્ર મળે અને ભ્રાંતી ટળે તેમ અજ્ઞાનીને ગુરૂ સમજાવે છે

પાત્રમાં જળ ભર્યું હોય અને તેમાં ચંદ્રનો પ્રતિબિંબ પડે અને ડોલતું જણાય છે, પણ જ્યારે પાત્ર જુવે કે જલ જે પાત્રમાં પડ્યું છે તેને વાયુથી જલ ચલાયમાન થાય છે અને આકાશમાં તો ચંદ્રમાં પોતાની ગતિ પ્રમાણે ચાલે છે.

જલ પાત્રમાં જાય અને તે પાત્ર જો ચોરશ હોય તો જલ ચોરશ દેખાય. ત્રીકોણ પાત્ર હોય તો જલ ત્રીકોણ દેખાય એ

ભ્રાંતી છે. જલ તો જેવું છે તેવુંજ છે ફકત પાત્રનાં આકારમાંજ ફેર છે તેને જાણવું જોઇએ ત્યારે અજ્ઞાન ટળે એ પ્રમાણે અપરાક્ષોનું ભૂતિ વિગેરે વેદાંતના શાસ્ત્રો સદ્ગુરૂ પાસેથી સાંભળ્યા હોય અને સત સંગનો રંગ લાગ્યું હોય ત્યારેજ આત્મ સાક્ષાત્કાર થાય છે. સાધારણ બોધ પુસ્તકોથી મળે છે પરંતુ ગુરૂ ગમ્ય વેદાંતની કુંચીઓ તો બ્રહ્મનિષ્ટ બ્રહ્મ શ્રોત્રીય સદ્ગુરૂના સેવન વગર મલવું શ્રમ સાધ્ય છે, અનુભવીઓ પોતાનું અનુભવ કયારે બતાવે જયારે તેના સમાગમમાં શ્રદ્ધાપૂર્વક આવીએ ત્યારે મુમુક્ષુ હોય હોય તે તેની શોધ કરી આત્મ કલ્યાણ કરી શકે.

## દેહ અભ્યાસ કેમ મટે ?

આત્મ દેવ બ્રાહ્મણ વિદ્વાન તેમજ ધનવાન હતો અને તેને પુત્રની ઇચ્છા થઇ કે મારૂં ધન છે તેનો ઉપયોગ પુત્ર વગર કોણ કરશે. ઘણા યત્નો કર્યાં પરંતુ પુત્ર થયો તે કુપુત્ર જેવો તેથી તેને ઘણો પશ્ચાતાપ થયું અને સ્ત્રી પણ કરકશા મલી ત્યારે આત્મ દેવને વૈરાગ્ય આવ્યો કે હવે શું કરવું, પુત્ર ઉપરથી સ્ત્રી ઉપરથી મોહ ઉત્તરી ગયુ પણ સત્ય જ્ઞાન જયારે ગોકર્ણે સમજાવ્યું ત્યારેજ આત્મ શાંતિ થઇ તેનો વર્ણવ શ્રીમદ્ભાગવતમાં છે, તેનો સાર આમાં આપવામાં આવ્યું છે.

ગોકર્ણ બોલ્યો:-તમે આ હાડ, માંસ અને લોહીથી ભરેલા દેહને વિષે સદા અભિમાન છોડો દ્યો સદા સ્ત્રી પુત્રાદિક વિષે મમતા કરવી મૂકી દ્યો, તથા આ જગત ક્ષણભંગુર છે, આવો નિરંતર વિચાર કરો. વૈરાગ્યના રાગમાં રસિક થઇને ભકિત ઉપર નિષ્ટા રાખો, ધર્મનું સદા સેવન કરો, સંસારી ખટપટોને છોડી દ્યો. મહાત્મા પુરૂષોનું સેવન કરો, વિષયની વાંછાનો ત્યાગ કરો તથા

બીજા ગુણ તથા દોષનો વિચાર તુરત કરીને આનંદ સાથે ભગવત્સેવાની કથાના રસનું સારી પેઠે પાન કરો.

આ અનિત્ય નાશવંત શરીરની મોહથી રક્ષા કરી, તેને પુષ્ટ તથા બળવાન કરીને શું ફળ છે?

આ શરીર હાડ રૂપી થાંભલાવાળુ, સ્નાયુથી બંધાયેલું માંસ, મૂત્ર અને રૂધિરથી લીપાયેલું, ચામડાથી મઢાયેલું, દુર્ગંધવાળું, મૂત્ર તથા વિષ્ટાનું પાત્ર, જરા અને શોકના વિપાકથી પીડાયેલું, રોગનું ઘર, સંસારી દુઃખોથી આતુર, દુઃખે કરીને પુરાય તેવું, કષ્ટથી રક્ષી શકાય તેવું, દુષ્ટ દોષોથી ભરેલું, ક્ષણભંગુર અને અંતે કીડા વિષ્ટા કે ભસ્મ રૂપ થનારૂં છે. આ રીતે વિદ્વાનોએ શરીરને વર્ણવેલું છે. માટે પુરૂષે આ અસ્થિર શરીરવડે સ્થિર કર્મ શા માટે કરવાં નહીં!

જે અન્ન પ્રભાતમાં રાંધેલું હોય છે, તે સાયંકાળે બગડી જાય છે, ત્યારે તે અન્નના રસથી પુષ્ટ થયેલા આ દેહ વિષે નિત્યપણું શાનું હોય?

જેઓ શોક કરવા યોગ્ય નથી તેમનો તું શોક કરે છે, અને પંડિતો જેવું ડાહ્યું ડાહ્યું બોલે છે; પરંતુ પંડિતો તો મુએલાંનો કે જીવતાંનો શોકજ કરતા નથી.

દેહી (આત્મા)ને જેમ આ દેહમાં કૌમાર, યૌવન અને જરા આવે છે તેમજ બીજા દેહની પ્રાપ્તિ પણ થાય છે; એમાં જ્ઞાની પુરૂષને જરાએ મોહ થતો નથી.

જેમ મનુષ્ય જુના વસ્ત્ર ઉતારી નવા ધારણ કરે છે તેમ આત્મા જુના આ દેહો તજી નવા દેહોને ધારણ કરે છે.

આત્માને શસ્ત્રો છેદી શકતા નથી, અગ્નિ બાળી શકતો નથી, તેમ પાણી પલાળી શકતું નથી, કે વાયુ સુકવી શકતો નથી, આ આત્મા તો છેદાય નહિ તેવો છે, બળાય નહિ તેવો છે, પલાળાય નહિ તેવો છે તથા સુકવાય નહિ તેવો છે, વળી તે નિત્ય છે, સર્વ વ્યાપી છે, સ્થિર છે, અચળ છે અને સનાતન છે. આને અવ્યકત (ઇન્દ્રિયોથી ન જણાય તેવો) કહ્યો છે; અચિંત્ય (મનમાં ચિંતવી ન શકાય તેવો) કહ્યો છે; આને અવિકાર્ય (જેમાં વિકાર કરી કરાવી ન શકાય તેવો) કહ્યો છે, માટે તારે એને એવો જાણીને એની પાછળ શોક કરવો યોગ્ય નથી: વળી એને તું નિત્ય જન્મતો કે નિત્ય મરતો માને તો પણ હે મહામાહો, તારે એનો શોક કરવો યોગ્ય નથી, કારણ કે જેનો જન્મ તેનુંજ જરૂર મરણ હોય અને જેનું મરણ તેનુંજ જરૂર મરણ હોય અને જેનું મરણ તેનોજ જરૂર જન્મ હોય, માટે ન ટળે એવી આ બાબતમાં શોક કરવો તને ઉચિત નથી.

---

## શ્રી કૃષ્ણભગવાનનો મામા કંશ
### તેને અધ્યાત્મ જ્ઞાન.

શ્રીમદ્‌ભગવતગીતાજીમાં કહ્યું છે કે જ્યારે પૃથ્વીપર અધર્મ વર્તે છે ત્યારે હુ અવતાર ધારણ કરી દુષ્ટોનો દહન કરી સાધુ શ્રેષ્ટ જનતાનો હું રક્ષણ કરૂં છું. જેના સારૂં પુરાણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ પધાર્યા અને મામા કંશને સદ્‌ગતિ આપી ત્યારે તે કંશના વિચારો કેવા હતાં તે જયારે આપણે શ્રીમદ ભાગવત શાસ્ત્ર જોઇએ છીએ ત્યારે આપણુને પ્રત્યક્ષ થાય છે. કંશ બધે સમજતો હતો હતો પણ તે વિચારો અમલમાં મુકી શકયો નહિ તેથીજ તેને પ્રથમ ત્રાસ થતો હતો, અને ભાવિ સામે બાથ બીડી હતી પણ જ્યારે બેન

દેવકીજીના પુત્રોનો નાશનો જોગ તેના હાથથી થયો હતો અને તેનો પશ્ચાતાપ થયો ત્યારે બેન પાસે આવી ક્ષમા યાચના કરી અને બેનને જે બોધના વચનો કીધાં છે તેનો વર્ણવ શ્રીવેદવ્યાસજીએ શ્રીમદ્‌-ભાગવતમાં વર્ણવ જે બતાવ્યો છે તેનો જો આપણે ખ્યાલ કરીએ તો આપણને તેમાંથી ઘણું જ્ઞાન મલી શકે છે માટેજ કંશે બેન પ્રત્યેજ કહ્યું છે તેની નોંધ અત્રે લેવામાં આવે છે.

## કંસનો દેવકીજી પ્રત્યે બોધ.

પ્રાણીઓ દૈવાધીન છે. તેથી તેઓ એક ઠેકાણે સાથેજ રહેતા નથી. ૧૮

પૃથ્વીમાંથી પૃથ્વીના વિકાર રૂપ ઘડા, કુંડાં વગેરે પદાર્થો થાય છે અને પાછાં તે ફુટી જાય છે, તેથી જેમ પૃથ્વી વિષે ફેરફાર થતો નથી, તેમજ દેહ જન્મે છે અને મરી જાય છે, પરંતુ તેમાં રહેલા આત્મામાં ફેરફાર થતો નથી; અર્થાત તે તો એકજ સ્વરૂપ રહે છે. ૧૯

જે મનુષ્ય આ પ્રમાણે યથાર્થ રીતે સમજતો નથી, તેને આત્માને વિષે દેહ બુદ્ધિ થાય છે, આત્મામાં દેહ બુદ્ધિ થવાથી ભેદ બુદ્ધિ થાય છે અને તે ભેદ બુધ્ધિને લીધે, પુત્ર, સ્ત્રી-આદિકના દેહની સાથે સંયોગ વિયોગ થાય છે અને તેથી સંસાર મટતો નથી; અર્થાંત સુખદુઃખ થયાં કરે છે. ૨૦

સર્વ કોઇ પરાધીન થઇને પોતાના કરેલા કર્મને ભોગવે છે.

દેહાભિમાની મનુષ્ય જ્યાંસુધી હું મરૂં છું તથા મારૂં છું એમ માને છે ત્યાં સુધી તે દેહાભિમાની અજ્ઞાની મનુષ્ય પ્રાયશ્રિત કર-વાને અધિકારી છે. અર્થાંત તેને વિધિ નિષેધ બાદ કરે છે.

ભા. દ. પૃ. અ. ૪.

# મૌક્તિક—અષ્ટાદશ.

## શુધ્ધ અન્ન કેને કહેવું.

સંતાપ કર્યા વિના ખલમિંદરે ગયા વિના પોતાના આત્માને પીડાયા વિના થોડું પણ મળે તે ગણું છે. તેવું અન્ન પ્રસન્ન ચિત્ત અગ્નિ હોત્ર જેવા પવિત્ર અગ્નિમાં પકાવેલું અન્ન બુદ્ધિને મેધા કરે છે, એને મુખમાં મુકતી વખતે, મુખને યજ્ઞની વેદી જાણવી પેટમાં જે વૈશ્વાનર ભગવાન બેઠા છે તેમને આહુતિ આપું છું એવી ભાવના વડે અન્ન ગ્રહણ કરવામાં આવે તો તે ભગવાનની ઉપાસનાજ થાય છે. વળી પ્રથમ પાંચ પ્રાણોના નામ લઇ સ્વાહા કહીને આહુતિ આપવી. વળી પાંચ ભાગ પાડી ગાય, બ્રાહ્મણ, અગ્નિ, અતિથિ, કુતરાદિકને પણ રોજ જમાડતા રહેવું, એમ પવિત્ર પણ યજ્ઞ કુંડનીજ ભાવના રાખી જમવામાં આવે તે પૂજા છે. પાંડવોની તેવી સતત પૂજા હોવાથી ભગવાન શ્રીકૃષ્ણ દ્રૌપદીના અક્ષય પાત્રમાંથી ભાજીનું પાંદડું ગ્રહણ કરીને સમસ્ત બ્રહ્માંડની તૃપ્તી કરી હતી, એમ આ વૈશ્વાનર વિદ્યા ઋષિવર્ય દુર્વાસાને પ્રાપ્ત હોવાથી તેમણે ૬૦ ખાંડી અન્ન જમીને નિરાહારી ગણાયા હતા. વળી જેવું અન્ન તેવું મન થાય છે, માટે પવિત્રપણે પ્રશંસા કરતા કરતા ભગવાન પૂજ્ય સમજી અન્ન પ્રસાદ તરીકે ગ્રહણ કરવું. "यादृशि अन्नं बुध्धि भवतिता द्रशी" અને સામાન્ય કહેવત છે કે અન્ન તેવો ઓડકાર, જેના ઘરનું જમીએ તેવી બુદ્ધિ થાય છે. બનતા સુધી દોષો જેમાં ઓછા તેવું અન્ન ગ્રહણ કરવું. અહિંસાત્મક અન્ન મળવું કઠણ છે. આહાર શુધ્ધ થાય ત્યારેજ બુધ્ધિ નિરમલ થાય છે અને અંતઃકરણ પવિત્ર હોવાથી જ્ઞાન ચક્ષુ ખુલી જાય છે અને આત્મ પ્રકાશનું સાક્ષાત્કાર થાય છે માટે અન્ન બ્રહ્મમય છે, તેની પવિત્રતા જાળવવી! તેમાજ શ્રેય રહેલું છે, માટે શુધ્ધ અન્ન જમવું.

વિદ્યા, અન્ન અને જલ એ પૃથ્વીનાં ત્રણ રત્નો છે, તેને વેંચવા નહિ, જ્યારે હમણાં ત્રણેનો વિક્રય થાય છે, જેથી અન્નનાં ફાંફાં પડવા માંડયાં છે. રાજા પ્રજા–દેવાલયો વિગેરેમાં વેપારી બુદ્ધિ થઇ ગઇ છે, બધે વૈશ્ય કર્મ લાગ્યાં છે. ધર્માદા જગ્યાઓ–મકાનો તેના પણ ભાડા થવા લાગ્યાં છે, દેવમિંદરોનો અમુક ભાગ ભાડે, સાધુ–સંતો પથિકો અતિથિઓને રહેવાનાં સ્થળો રૂંધાઇ ગયાં છે. ઇશ્વર દાતાઓને સદ્બુધ્ધિ આપે અને પાત્રને દાન કરે.

## પૃથુરાજાને શ્રીવિષ્ણુએ સમજાવેલું આત્મજ્ઞાન.

આર્યાવૃતમાં એવા રાજા મહારાજા થઇ ગયાં છે કે વેવાર પણ કરવું અને આત્મ જ્ઞાન પણ સંપાદન કરવું તેના દાખલા સનાતન ધર્મમાંથી ઘણા જાણવામાં આવે છે. જનકવિદેવી વિગેરે અનેક રાજાઓ પોતાનું વર્ણાશ્રમ ધર્મ પાળી લૌકીકમાં રહીને વેંદાત શાસ્ત્રના બળથી પોતાનો શ્રય સાધ્યું હતું તેમ પૃથુરાજને પણ આત્મજ્ઞાન થયું હતું.

શ્રીવિષ્ણુભગવાને પૃથુરાજાને આત્મજ્ઞાન આપ્યું. હે રાજા ! સારી બુદ્ધિવાળા મનુષ્યોમાં ઉત્તમ એવા સત્પુરૂષો દેહને આત્મા ન માનવાથી પ્રાણીઓનો દ્રોહ કરતાં નથી. (૩) જ્યારે તારા જેવા પુરૂષો ઇશ્વરની માયાવડે મોહ પામે તો પછી ચિરકાળ કરેલી વૃદ્ધ પુરૂષોની સેવા, એ માત્ર તેનો પરિશ્રમજ સમજવો (૪) એટલા માટેજ આ દેહ અજ્ઞાન, કામના તથા કર્મથીજ ઉત્પન્ન થયો છે. એમ જાણનારો જ્ઞાની પુરૂષ આ દેહમાં કદી પણ આસકત થતો નથી. (૫) અને આ શરીમાં આસકતી ન રાખનારો કયો જ્ઞાની પુરૂષ તે શરીરને લીધ ઉત્પન્ન થનારા ઘરમાં, સંતાનમાં અથવાતો ધનમાં મમતા રાખે ! (૬) આ આત્મા દેહથી જુદો છે. કારણકે તે એક છે, અને

દેહભિન્ન અવસ્થાવાળો છે, આત્મા શુધ્ધ છે અને દેહ મળ મૂત્રથી અપવિત્ર છે. આત્મા સ્વયં પ્રકાશ છે અને દેહ જડ હોવાથી પરપ્રકાશ્ય છે.

આત્મા નિર્ગુણ છે. દેહ ગુણવાળો છે, આત્મા ગુણોનું આશ્રય સ્થાન છે અને દેહ ગુણોને આધારે રહેલ છે. આત્મા માપમાં આવતો નથી અને દેહ માપમાં આવે છે, આત્મા કોઈથી ઢંકાતો નથી, અને દેહ વસ્ત્રાદિથી ઢંકાય છે. આત્મા દ્રષ્ટા છે અને દેહ દ્રશ્ય વસ્તુ છે તથા આત્મા સ્વયંસિધ્ધ છે અને દેહ આત્માને લીધે પ્રતીત થાય છે. (૭) જે પુરૂષ આ પ્રમાણે પોતાને વિષે રહેલા આત્માને જાણે છે, તે દેહમાં રહ્યા છતાં પણ દેહના વિકારોથી લેપાતો નથી, કારણ કે તે મારા સ્વરૂપ વિષે રહેલો છે. (૮) હે રાજા! જે પુરૂષ કામનાને ત્યાગ કરી શ્રધ્ધ સંપન્ન થઈ, નિત્ય સ્વધર્મથી મારી સેવા કરે છે, તેનું મન ધીરે ધીરે નિર્મળ થાય છે. (૯) મન નિર્મળ થયા પછી પુરૂષ ગુણોમાંથી મુકત થાય છે અને તેને સ્વ સ્વરૂપનું જ્ઞાન થાય છે, ત્યારપછી તે પુરૂષ જેમાં તટસ્થપણે રહેવું પડે છે એવી મારી કૈવલ્ય બ્રહ્મરૂપી શાન્તિને પામે છે. (૧૦) આ આત્મા સર્વથી જુદો અને અવિચળ છે, છતાં પણ તે દેહ, ઇન્દ્રિયો અને ઇન્દ્રિયોના દેવતાઓનો અધ્યક્ષ હોય તેવો દેખાય છે આમ જે મનુષ્ય જાણે છે તે મોક્ષ સુખને પામે છે. (૧૧) પાંચ ભૂતો, ઇન્દ્રિયો ઇન્દ્રિયોના દેવતાઓ તથા ચિદાભાસથી થયેલો આ દેહ, આત્માથી જુદો છે, માટે તેને સંસાર (જન્મ મરણ) છે. તેથી મારી ઉપર પ્રેમ રાખનારા જ્ઞાની પુરૂષો સંપતિઓ જોવા છતાં પ્રસન્ન થતાં નથી અને વિપત્તિઓ જોવા છતાં મનમાં ખિન્ન થતા નથી (૧૨) હે શૂરવીર રાજા! તું સુખદુઃખને સમાન ગણે છે ઉત્તમ મધ્યમ તથા કનિષ્ટમાં પણ સમાન ભાવ રાખે છે તેં ઇન્દ્રિયો તથા અંતઃકરણને જીત્યા છે.

ભા. સ્ક. ૪. અ. ૨૦.

## શાસ્ત્રમાં ત્રિવાધ સંગનું વર્ણવ.

એક મિથ્યાત્મા, એક ગૌણાત્મા, અને એક મુખ્યાત્મા.

શરીર અનિત્ય, અશૂચી અને દુઃખરૂપ છતાં ત્યાં નિત્ય, શુચી સુખરૂપ માનવું તે મિથ્યાત્મા. ૧

પુત્ર દારા પ્રત્યે અહમ્ મમ સમ્બધ થયો તે ગૌણાત્મા થયો. ૨

અને શરીરને હું એમ જે માનવું તે મુખ્યાત્મા સંબંધ થયો ૩ વસ્તુત આત્મા પોતે સુખસ્વરૂપ છે.

## અજ્ઞાનનુ સ્વરૂપ અઢાર પ્રકારનો છે તેનો વણુવ સંતશ્રી જ્ઞાનેશ્વર મહારાજ કહે છે.

માનિત્વ, દંભિત્વ, હિંશાત્મક, અશાન્તિ, કઠોરતા, આચાર્યમા અનાદરપણુ, અશુભતા, અસ્થૈર્ય. અતિન્દ્રિયોનું સ્વૈર વર્તન ઇન્દ્રિયોના અર્થોમાં લોલુપ્તા, અહંકાર, જન્મ મૃત્યુ, જરા, વ્યાધિનું દુઃખનું જેને ભાજન નહિ, પુત્રદાર વિષે લોલુપ્ત, ઇષ્ટ અનિષ્ટ પદાર્થોમાં રાગદ્વેષ, ઇશ્વરમાં પ્રીતિ નહિ, અધ્યાત્મ જ્ઞાન નહિ, સાધુ સંતોમાં જેને પ્રીતિ નહિ, તે સર્વ અજ્ઞાનતાના લક્ષણ છે

મૌન રહે તો મુગો કહેવાય, બોલે તો વાચાલ કહેવાય, ધૈર્ય-વાળો હોય તો કઠણ કહેવાય, નરમ હોય તો મૂર્ખ કહેવાય, પાસે રહે તો ગરજુ કહેવાય, દૂર રહે તો બીજાજી કહેવાય, શાંત હોય તો ડરપોક કહેવાય, સહનસીલ હોય તો ઉધ્ધત કહેવાય એવા સેવા ધર્મ યોગીઓને પણ આચરવો કઠણ છે.

યોગીરાજ ભરથરી.

કોઈ લક્ષ્મીને પરમભાગ્ય માને છે. કોઇ સ્ત્રીને પરમભાગ્ય માને છે, કોઇ પુત્રને પરમભાગ્ય માને છે પરંતુ શાસ્ત્રકારોને પુછીએ તો કહે છે કે, ઇન્દ્રિયોના અર્થમાં વૈરાગ્ય જેને હોય, વળી નિરહંકાર વૃત્તિઓવાળો, જન્મ, મૃત્યુ જરા વ્યાધીરૂપી દુઃખોના દોષોનું અનુ-દર્શન કરતા રહેવું.

## સંત તુલસીદાસ કહે છે કે,

હાથ વિના પ્રભુ સર્વ ગ્રહણ કરે છે.
પગ વિના ચાલે છે.
આંખ વિના જુવે છે.
કાનવિના સાંભળે છે.

શાસ્ત્ર શ્રવણથી કાન પવિત્ર થાય છે કુંડલથી નહિ, તેમજ કાયા પરોપકારથી શુધ્ધ થાય છે, કેશરવાળા ચંદન લેપનથી નહિ. વાણીનો દંડ મનનો દંડ કાયાનો દંડ જેમાં છે એવી બુધ્ધિ જેની તેજ ત્રિદંડી સન્યાસી.

## મનના મિથ્યા મનોરથો.

એક શિયાળ એક કોતરમાં બેઠો હતો ત્યાં એક શિકારી આવ્યો તેણે બાણ મારીને એક હરણને મારી નાંખ્યો, તેવોજ એક મોટું ભુંડ તેની સામે લડવાને આવ્યો, તે માણસને ભુંડ સામ સામે લડતા હતા તે બેની અથડા અથડીનાં બાણથી મરી ગયો આ સર્વ સ્થિતિ શિયાળે દૂરથી જોઈ પછી બહાર આવ્યો ને જોયું તો એક મૃગ બીજો ભુંડ ત્રીજો માણસ ચોથો સર્પ એમ ઘણા દિવસનો

સામટો ખોરાક તેને પ્રાપ્ત થયો તેથી મનમાં ખુશ થઇ મનોરથો કરવા લાગ્યો.*

તડકામાં એક સર્પ વચવામાં આવ્યો તેથી માણુસ મરી ગયો અને ભુંડ પણ શીકારીના હાથથી મરણ પામ્યો,

જેની પાસે કાંઇ નથી તે રૂપીઆ ૧૦૦, ઇચ્છે છે, એકસો થાય ત્યારે હજારની ઇચ્છો થાય, હજાર હોય ત્યારે લાખની ઇચ્છા થાય લખેસરી હોય ત્યારે રાજ્યની ઇચ્છા થાય રાજ્ય થાય ત્યારે ચક્રવતી રાજ સમ્રાટપદ ચક્રવતી ઇંદ્રપદ ઇચ્છે, ઇંદ્ર બ્રહ્મપદ ઇચ્છે, બ્રહ્મ શિવપદ ઇચ્છે, એમ તૃષ્ણાનો અંત નથી. (તે રજોગુણનો સ્વભાવ છે)

મૃદુતાવડે કઠણ, બળવાનને પણ હરાવી શકાય છે, તેમજ કોમળ હોય તેને પણ વશ કરી શકાય. માટે મૃદુતા તો કઠોરતા કરતાં પણ વધારે બળવાન છે.

જેને વિદ્યા તપ દાન જ્ઞાન શીલ ગુણ ધર્મ હોય નહિ તે ભૂમિમાં ભારરૂપ હોઇને મનુષ્ય રૂપે મૃગલાઓ છે.

---

*એક માસ તો મને આ માણુસનું માંસ ચાલશે તેમજ બીજા બે માસ આ મૃગ અને સુકરનું ચાલશે. વળી આ સાપનું માંસ પણ એક દિવસ ચાલશે એમ વિચાર કરી ધનુષની દોરી ઉપર તેની દ્રષ્ટિ પડી તે જોઇને વિચાર કરવા લાગ્યો કે, આ ધનુષની દોરી પણ ચામડાની છે તે શું કરવા રહેવા દઉં, હમણાં તો તેનોજ ઉપયોગ લઇ લઉં એમ સમજીને તે ધનુષની દોરીના ઉપર જેવા દાત ભેરવ્યાં તેથીજ દોરી ખેંચાણી ને બાણ છુટગો અને શિયાળ ઉપર પડયો તેથી તરત તે ત્યાંજ મરણ શરણ થયો એમ મનોરથ કરતોજ રહ્યો અને પંચ તત્ત્વ પામી ગયો.

લોકમાં કેવળ મૂઢને સુખ મળે વા કેવળ સ્વરૂપ બોધવાળાને મળે, મધ્યમાં રહેનારાઓને કલેશ થાય છે.

ધીતો કાને સાંભળવામાં આવતું નથી દહીં છે તે સ્વપને પણ જોવામાં મળતુ નથી ત્યાં દૃધની તો વાર્તા કયાં? જ્યાં છાસજ અતિ દુર્લભ છે. સાચુ પદાર્થ મલવું મુશ્કેલ છે અતિ શ્રમથી મલે છે.

## દુર્યોધનના સ્વમુખના ઉદ્દગાર.

હું ધર્મ જાણું છું પરંતુ મારી પ્રવૃત્તિ તેમાં થતી નથી. અધર્મ જાણું છું છતાં તેમાંથી નિવૃતિ થતી નથી. કોણ જાણે કયો દેવ મારા હૃદયમાં બેઠો છે, કે, જેના પ્રેરણાથી હુ વર્તન કરૂં છું. એમ. મનુષ્ય પ્રાણી ધર્મ જાણવા છતાં બુધ્ધિમા ગત જન્મના પાપના ફળરૂપ કર્મ દેવતાની પ્રેરણાથી તેને આધીન વર્તે છે.

## અધ્યાત્મ વિદ્યાની પ્રાપ્તિ.

સતસંગ, વાસનાપરિત્યાગ, પ્રાણોના સ્પંદ નિરોધ એ ચાર ચિત્તજયના ઉપાય છે. તેનાથી તેનો કુલ કૃતાર્થ થાય, પૃથ્વી પણ પુણ્યવતી થાય કારણ સંસાર સમુદ્રમાં જેણે પોતાના ચિત્તને પરમ બ્રહ્મમાં જોડયું.

ભક્ષ્ય, ભોજ્ય. લેહ્ય, ચોષ્ય, એ ચાર પ્રકારનું ખોરાક દાંતોથી ભુકો કરી ખાવું તે ભક્ષ. દાંતના વ્યવહાર વિના જે ચાટવું જીભથી ખાવું, તે ભોજ્ય, શેરડી, શીંગ વિગેરે ચુસી ખાવું તે ચોષ્ય, અને લેહ્ય તે ચાટીને પ્રદાર્થો ખાવાં તે.

## દંભ.

દંભનો અર્થ એ છે કે, અંતઃકરણ મલીન હોય અને બહારથી

ાધુના જેવો દેખાવ કરવો તે દંભ છે. આ દુનિયામાં એક જાતિ ાંભીકની છે અને એક જાતી નાસ્તિકની છે. દુનુયાને દાંભીક બગાડે ે તેટલા નાસ્તિકો બગડતા નથી. નાસ્તિકો સાચા હૃદયનો ભાવ તાવે છે. ઇશ્વર પ્રત્યક્ષ પ્રમાણુ ન હોવાથી અમે માનતા નથી, ્યારે દાંભિકો અંદરથી નાસ્તિક અને ઉપરથી ધર્માત્માનો ડોળ ાખે છે જેથી અનેકને ડુબાડે છે. જેમ નાવમાં બેઠા પછી નાવીકુ રોબર ન હોય તો પોતે પણુ ડુબે અને બીજાને પણુ ડુબાડે. જેમ ાવણે દંભથી સાધુનો વેશ લઇ સીતાજીને ફસાવ્યા તેમજ દાંભિકો ીતા જેવા સરલ સ્વભાવના માણુસોને છત્ર કરે છે તેથી દાંભિકોથી ાવચેતવું.

પૌલસ્ત ઋષિ પોતે દૈવી સંપત્તિના હતા, છતાં તેનાથી ત્રણુ ુત્રોષ્થયા તે પૃથક પૃથક સ્વભાવનાં થયાં. રાવણુ વેદવેત્તા પણુ વભાવ આસુરીનો, વિભિષણુ દૈવી સ્વભાવનો, અને કુંભકરણુ રાક્ષસી વભાવનો હતો. જ્યારે કયરેક અસુરમાંથી દેવ ઉત્પન્ન થાય છે. ો નારદજી પોતે દાસી પુત્ર હતા છતાં પુરૂષાર્થથી બ્રમ્હાના પુત્ર ઇ દેવ ઋષિ પદવીને પામ્યાં તેમજ અસુ પ્રહ્લાજ નારદની કૃપાથી ્વી બન્યા અને દૈવી અંશ અંગ રાજામાંથી અસુર સ્વભાવના વેન ાજા બન્યા એ પુરૂષાર્થ પ્રધાન દૈવી આસુરી સંપત્તિ છે.

સત્પુરૂષોએ કરેલા પ્રયત્નો તેમના માટે વ્યર્થ જાય છે.

જેવી રીતે પુનઃ પુનઃ ઘસાવા છતાં ચંદન સુગંધજ છોડે છે, ુનઃ પુનઃ કાપવાથી શેરડીનો છંડો વિશેષ સ્વાદવાળો નીકળે છે, ળી સોનું પણુ પુનઃ પુનઃ તપી તપીને વિશેષ કાંતિવાળું થાય છે બત્યંત કષ્ટ પડયા છતાં સત્પુરૂષોની પ્રકૃતિ પણુ બદલાતી નથી. જેમ જેમ કષ્ટ પડે તેમ તેમ તેઓ વિશેષ નમ્ર થતાં જાય છે.

મહાત્મા પુરૂષોનો કરેલો અપરાધ પુરૂષનાં આયુષ્યનો, લક્ષ્મીનો,

યશનો, ધર્મનો, પુણ્ય લોકોનો, સુખોનો તથા સર્વ કલ્યાણુનો ના:
કરે છે.

સમુદ્રમાં પડેલી વરસાદ વ્યર્થ જાય છે, જીમલા પાસે ભોજ
વ્યર્થ છે, તેમજ ખલ પુરૂષો સાથે સાધુપુરૂષોએ કરેલી પ્રીત
વ્યર્થ જાય છે.

સંસારીને ઘરમાં બાલક ન હોય તો સુન્યકાર ઘર જણાય છે
ભાઇ જો દ્વેષ કરતો હોય તો તે દિશા શુન્યકાર સમજવી, મુરખ
હ્રુદય સુન્ય છે એ સર્વ કરતાં દરિદ્રપણું બધા કરતાં સુન્ય છે.

## વાદના પ્રકાર.

જેમાં અન્યોના મતોનું ખંડન કરવું તે વાદ. ૧
પોતાના ખોટા મતને પણ બુદ્ધિમતાથી સ્થાપન કરવું તે વિતં
સહજ સહજ બુદ્ધિમતા બતાવવા જે શાસ્ત્રોના શબ્દો વાપરવ
તે વિવાદ. ૩

અને જેનાથી વક્તાને સુખ થાય અને શ્રોતાઓને સાન થા
તે સંવાદ. ૪
એમ જે થાય તેમાં શાસ્ત્રકારો કહે છે કે—

**वादे वादे जायते तत्त्व बोधः ॥**

છતાં જે સંવાદમાં પ્રેમ છે તે વાદમાં હોતો નથી. માટે વા
ઉતરતો છે.

માતા તેજ બાળકને વિષ આપે, પિતા બાળકને વેંચ
નાંખે રાજા તે સર્વે સંપત્તિલુંટી લીએ તો પછી શું રડવું, અર્થાં

જેનો આશ્રય હોય તે જ્યારે વિશ્વાસઘાત કરે, દગો દે ત્યારેજ અનિષ્ટ થાય છે. સૌ સૌ પોતાની મર્યાદામાં રહે તોજ બધાની ગૌરવતા છે નહિ કાં વિષમ સ્થિતિ થાય તેથી ઉભયને હાનિ થાય છે દુનિયામાં તે તિરસ્કારને પાત્ર થાય છે, માટે યોગ્યતાનો વિચાર કરવું કે મારી સ્થિતિ શું છે મારી પદવી શું છે?

સ્થાન ભ્રષ્ટતા શોભતી નથી. દાંતો મોઢામાં હોય ત્યારે જ તેની મહુતા છે, કેશપણ પોતાને સ્થાનકે હોય ત્યારે સારાં પણ જ્યારે તેનો નાશ થાય ત્યારે તેની કીંમત શું? નખ પણ આંગળાથી અળગ થાય પછી શું કામના.

હંશ ધોળો છે, ને બગલો પણ ધોળો છે ઉભયમાં ભેદ શો? જ્યારે દૂધ ને પાણી જુદાં કરવાનું ઉપસ્થિત થાય ત્યારે હંસ તે હંસ અને બગલો તે બગલો જ. ત્યારે બનેની પરિક્ષા થાય છે.

ક્ષણુ ક્ષણુમાં બદલવાનો, ક્ષણુમાં રાજી થાય, ક્ષણુમાં ગુસ્સે થાય એમ ફરવાવાળો સાધુ હોય તદપિ તેને ભયંકર જાણુવો.

ક્રોધમાં ભય નહિ, જેના પ્રસન્ન થવામાં ધનની પ્રાપ્તિ નહિ, જેનાથી નિગ્રહને અનુગ્રહ ઉભય નહિ તેનાં ક્રોધથી શું થવાનું હતું

અદ્રષ્ટ, માયા, પ્રકૃતિ, દૈવ, સ્વભાવ, પ્રારબ્ધ, નિયતિ, વિધિ, વાસનાદેહ ભવિતવ્યતા એ દશ નામ માયાના છે એકતો યુવાન અવસ્થા, બીજી ધન–સંપત્તિ, ત્રીજી સતાબળ, ચોથું અવિવેકતા એમ દુર્ગણુ એક હોય તો પણ મહા અનર્થ ઉપજે છે, ત્યારે ચાર ભેગા થાય ત્યારે શું કહેવું?

એકતો જાતે વાંદરો તેમાં તેણે દારૂ પીધો વળી ડાળપર બેઠો ત્યાં વીંછીએ કરડયો તેવામાં તેમાં ભૂતનો સંચાર થયો પછી શું થાય તેની કલ્પના કરવી કઠણુ છે.

જેનું મન શાંત નથી તેને દાન, યજ્ઞ, તપ, શોચ, તીર્થ વેદ, અને શ્રવણ સૌ નિર્થક છે.

શાંત ઘોર અને મૂઢ એ ત્રણ પ્રકારની મનની વૃતિઓ છે, વૈરાગ્ય, ક્ષાન્તિ, ઔદાર્ય ઇત્યાદિ શાંત વૃતિઓ કહેવાય છે. તૃષ્ણા, સ્નેહ, રાગ. લોભ ઇત્યાદિ ઘોર વૃતિઓ કહેવાય છે, અને સંમોહ તથા ભય વિગેરે મૂઢ વૃતિઓ કહેવાય છે. આ તમામ વૃતિઓમાં બ્રહ્મનો ચિત્સ્વભાવ પ્રતિબિમ્બ થાય છે અને સુશાન્ત વૃતિઓમાં પ્રતિબિંબ પાળે છે.

દુર્જન પ્રીયવાદી હોય, તોપણ તેનો વિશ્વાસ ન કરવો, કેમકે તેની જીભમાં અગ્ર ભાગમાં મધુરતા છે પરંતુ હૃદયમાં હળાહળ વિષ રહેલું છે.

મોક્ષ એ અમુક કોઇ ઠેકાણે રહેલો અથવા તો બીજો કોઇ દેશ અથવા બીજું ગામ છે એમ નથી, આપણા હૃદયમાં રહેલી અજ્ઞાન ગાંઠનો નાશ તેનું નામજ શાસ્ત્રમાં મોક્ષ કહેલું છે. માટે સદગુરૂ શરણે જઇ અજ્ઞાનરૂપી ગાંઠને કપાવી જોઇએ તેથીજ જ્ઞાન થાય અને આત્મ સાક્ષાત્કાર છે.

## લોભ.

લોભ પાપનું મૂળ છે, માણુસ ફસે છે કયારે જ્યારે લોભ વશ થાય છે ત્યારે.

માછલા ફસાય છે કયારે જ્યારે ખાવાનાં લોભમાં પડે છે ત્યારે.

હરણ ફસાય છે કયારે જ્યારે સાંભળવાનો લોભ લાગે છે ત્યારે.

હાથી ફસાય છે કે કયારે જ્યારે આલીંગનમાં લોભમાં આવે છે ત્યારે.

ભમરો કમળમાં બંધાય છે કયારે જ્યા સુગંધના લોભમાં પડે છે ત્યારે.

પતંગીઆનો મરણ કયારે થાય છે જ્યારે દીપકના પ્રકાશનાં લોભમાં પડે છે ત્યારે.

દ્રષ્ટાંત.

એક બ્રાહ્મણ કુમાર કાશીએ ભણવા ગયો હતો અને સર્વ વિદ્યા અભ્યાસ કરીને નિપૂણ થયો હતો, બનારસના પંડિતો એ ભૂદેવને માનપત્ર આપ્યું, જ્યારે તે ભૂદેવ પોતાના ગામનાં પાદરમાં આવ્યો ત્યારે ગામના લોકો તેને માનપત્ર આપવા તત્પર થયાં. ઘેર આવ્યો અને સ્ત્રી પાસે પોતાની પ્રસંશા કરી ત્યારે સ્ત્રીએ કીધું કે હું તો માનપત્ર કયારે આપું કે જ્યારે મારા સવાલનો ઉત્તર યથાર્થ આપો ત્યારે ભૂદેવે કીધું કે ગમે તે શાસ્ત્રનો પ્રશ્વન કર હું તને પ્રત્યુર આપીશ. સ્વામીનાથ તમે મારા પતિ છો પણ પાપનો બાપ કોણ? ત્યારે ભૂદેવે સકલ શાસ્ત્ર જોયાં પણ તેની શંકા ટળી નહિ. પુનઃ કાશી જઇ ઘણા પંડિતોને પુછયું, ઘણી મુસાફરી કરી પણ જવાબ મળ્યો નહિ. એક દીવસે ગંગાજીને કાંઠે એક વડના વૃક્ષ હેઠળ બેઠો હતો એટલામાં એક વારાંગના સખીઓ સાથે આવતા ભૂદેવને જોઇને પુછયું કે પંડિતજી કેવા વિમાસણમાં બેઠા છો દેખતાં તમો વિદ્વા-વાન પંડિત જણાવો છો ભૂદેવ કહે તે ખરૂં પણ મારી ધર્મપત્નિએ જે સવાલ પૂછયું છે તેનો જવાબ હજી મને મળ્યો નથી તેથીજ વિમાસણમાં બેઠો છું. વારાંગના કહે તેનો જવાબ મારા પાસે છે, પરંતુ આવતી કાલે હું તમોને કહીશ એમ કહી ચાલી ગઇ. ભૂદેવને રાત્રે નિદ્રા ન આવી અને બીજા દિવસે વારાંગનાની રાહ જોવા લાગ્યો એટલે વારાંગના સખીઓ સાથે ભૂદેવ પાસે આવી વારાંગના બોલી કે હે ભૂદેવ તમોને પાપના બાપની ખબર જો જરૂર જોઇતી હોય તો મારા સાથે ચાલો અને મારા ઘર સામે એકાંતમાં એક બીજું ઘર છે અને ત્યાં રહેવાનું પવિત્રપણું છે, ભૂદેવ કહે તે કેમ બને?

ત્યારે વારાંગના કહે ત્યારે તમારી મરજી, પણ ભૂદેવને તો પાપના બાપની ખબર કાઢવી હતી તેથી ત્યાં ગયો અને ઉતારો કર્યો. વેશ્યા કહે હું સ્નાન કરી પવિત્ર વસ્ત્ર પરિધાન કરી આપને ભોજન પાક તૈયાર કરી આપું, ભૂદેવ કહે તે કેમ બને? ત્યારે વારાંગનાએ કીધું પાક તમારે હાથે બનાવો હું તમોને ભોજન સામગ્રી માટે મારા પદરના પૈસા આપું. ભૂદેવે પાક બનાવ્યું ત્યારે વારાંગનાએ કીધું કે મારા હાથથી તમારા મુખમાં પાંચ ગ્રાસ આપું તે લ્યો તો તમોને પાંચસો રૂપીયા આપું અહિ એકાંત છે જેથી કોને ખબર પડશે નહિ, એટલે ભૂદેવ વારાંગનાના મધુરતા ભરેલા વચનો તેમાં ધનની લાલચ તેથી કબુલ થયાં અને મુખ ખોલ્યું એટલે વારાંગનાએ તો ગ્રાસને બદલે તમાચા માર્યા મોઢું લાલ થઇ ગયું, અને કહેવા લાગ્યો કે આ શું? વારાંગના બોલી કે તમોને પાપનો બાપ જોવું હતું તેથી બ્રહ્મ કર્મ ભૂલ્યા; મારા ધનની રસોઈ અંગીકાર કરી મારા હાથથી ગ્રાસ લેવા તૈયાર થયાં માટે તમો પાપમાં પડયા ત્યારેજ આવા સંસ્કાર થયાં છે હવે સમજ્યા કે પાપનો બાપ કોણ! ભૂદેવ તો સ્તબ્ધ થયાં અને પશ્ચાતાપ કરી પોતાની ભૂલ સુધારીને જોયું કે લોભજ પાપનો બાપ છે. જગતમાં લોભથીજ અનર્થનાં કામો થાય છે અને ભાન ભૂલાય છે.

## તૃષ્ણાનો વેગ.

એક વખતે નારદજી વૈકુંઠ તથા નર્ક જોઇને પ્રભુને કીધું કે હે! પ્રભુ આવું વૈકુંઠ લોકને મુકીને જીવ નર્કમાં શું કરવાને જાતા હશે? ત્યારે પ્રભુએ કીધું કે વૈકુંઠ લોકનો મહિમાની જીવોને ખબર નથી. નારદ કહે હું મૃત્યુ લોકમાં જઇને પ્રાણીઓને કહી આવું અને જીવોને તેડતો આવું. ત્યારે પ્રભુ કહે ભલે તેડી આવો. નારદજી મૃત્યુ લોકમાં પધાર્યાં અને એક વૃધ્ધ ગ્રહસ્થ પાસે ગયા ને કીધું કે

તમો મોટી અવસ્થાના છો અને તમારા દીકરાઓ, પૌત્રાઓ તમારૂં વ્યવહાર સંભારે છે માટે વૈકુંઠ લોકમાં ચાલો. હું નારદ છું, વૃધ્ધ ગ્રહુસ્થ કહે હમણા મને ટેમ નથી કારણ કે રાત્રનો ઘર સંભારવું જોઇએ તેથી નારદજી ચાલી ગયાં. બાર માસે ફરી નારદજી આવ્યા ત્યારૂ વૃધ્ધ ગ્રહુસ્થ તો કુતરાનો અવતારમાં હતો ત્યારે નારદે કીધું કે હવે વૈકુંઠપુરીમાં ચાલો ત્યારે કુતરે કીધું કે રાત્રે ચોકી કરવી પડે છે માટે હાલે મારાથી ચાલી શકાશે નહી. ત્યારે નારદજી પાછા ગયા અને ફરી બાર માસે આવ્યા ત્યારે વૃધ્ધ ગ્રહસ્થનો પાડાનો અવતાર હતું અને પાડાને કીધું કે વૈકુંઠ પુરીમાં ચાલો ત્યારે પાડાએ કીધું કે મારાથી ચલાય તેમ નથી કેમકે મારા દીકરા દુઃખી થાય અને ભાર ઉપાડવું જોઇએ. નારદ ફરી બાર માસે આવ્યાં ત્યારે મોરીમાં કીડાનો અવતાર હતો ત્યારે નારદે બળાત્કારથી કીડાને સાથે લઇ વૈકુંઠપુરીમાં પધાર્યા અને પ્રભુને કીધું કે આપનું કહેવું સત્ય છે કો આવનાર નથી આ કીડાને બળાત્કારથી લૈ આવ્યો છું. પ્રભુએ કીધું તૃષ્ણાનો વેગ એવોજ છે. તેને યતમાન વૈરાગ્ય કહે છે.

વિષયો ત્યાગ થઇ શકતા ન હોય તોપણ થોડા વિષયોને પણ ત્યાગ કરવા તેને વ્યતિરેક વૈરાગ્ય કહેવાય છે.

અંતઃકરણમાં ઈચ્છા ન રાખતાં માત્ર બહારથીજ વિષયોનું સેવન કરવું તેને એકેન્દ્રીય વૈરાગ્ય કહેવાય છે અને અંતર તથા બાહ્ય ઇન્દ્રીયોથી વિષયોને ત્યાગ કરવો તેને વશીકૃત વૈરાગ્ય કહે છે.

## પાંચ પ્રકારના કલેશ.

૧ અવિદ્યા. સ્વરૂપને વિસરી જવું તે.
૨ આસ્મતા, શરીરને હું છું એમ માનવું તે.
૩ રાગ. અનુકુળ પદાર્થો પર પ્રીતિ તે.

૪ દ્વેષ. પ્રતિકુલ પદાર્થો પર અપ્રતિ તે.

૫ અભિનિવેશ. અનુકુલ પદાર્થોનો નાશ થતાં પોતાનો નાશ માનવો તે.

## અવિદ્યાની વૃત્તિઓ.

તમ, મોહ, મહામોહ, તામિસ્ર. તથા અંધતામિસ્ર. એ પાંચ વૃત્તિઓ અવિદ્યાની છે.

## વૈરાગ્યના ચાર ભેદ.

યતમાન, વ્યતિરેક, એકેન્દ્રિય, તથા વશીકૃત આચાર વૈરાગ્યનાં ભેદ છે વિષયો ત્યાગ થઇ શકતા હોય તેઓનો ત્યાગ કરવા માટે યત્ન કરવો.

પ્રભુને ઓળખવા માટે નાની ચાવીઓ મધ્યાન સમય સૂર્યનારાયણ સન્મુખ દર્પણ રાખો તો પ્રકાશ પડે છે, અને દર્પણનો પ્રકાશ બીજા પદાર્થ પર પ્રતિબિંબ પડે છે ત્યારે જનતા કહે કે જુઓ દર્પણનો પ્રકાશ પડે છે પણ દર્પણમાં પ્રકાશ આવ્યું સૂર્યનારાયણમાંથી તે સમજે છે બધા પણ કહેતા નથી અને સૂર્યનારાયણમાં જે પ્રકાશ છે તે ઇશ્વરનો છે. ચંદ્રમામાં જે કિર્ણો છે અને શિતલતા છે તે રાત્રીનો ચાંદની પ્રકાશ આપે છે પણ તે ચંદ્રમામાં જે પ્રકાશ છે તે પણ પ્રભુનો પ્રતિબિમ્બ છે. અગ્નિમાં જે પ્રકાશ છે તે પણ પ્રભુનો છે. ઇશ્વર વૈશ્વાનર રૂપે અગ્નિરૂપે ઊદરમાં રહી ચાર પ્રકારનો ખોરાક પચાવે છે. ચર્વણ, ચોશ્ય, લેહ્ય, પેય, પૃથ્વીમાં જે શકિત છે તે ઇશ્વરની છે એક દાણો ધાનનો ખેતરમાં નાંખીએ તેના હજારો દાણા કણુસલામાં થાય છે તે શકિત ઇશ્વરનીજ અને તે વિગર બની ન શકે.

ઇશ્વર તો છે તેને પણ મનુષ્યો કલ્પના કરી જુદા પ્રકારથી પ્રભુને માને છે. જેમ એક તળાવ હોય તેના કાંઠા-આરા પાંચ હોય તેમાંથી વૈષ્ણવો, શૈવો, ગાણુપત્યો, શાકતો પાણી ભરે છે, પણ પાણી તો એકજ છે, ભરનારા પોતે ગમે તે માને અને ગમે તે કહે તેથી કાંઇ પાણીમાં જળ તત્વ છે તે જુદો થઇ જતો નથી. દક્ષિણિને પ્રભુમાં પ્રેમ છે તેથી પોતાની જ્ઞાતિમાં જે વસ્ત્રો અલંકારો પહેરે છે તેવાજ વિઠ્ઠલનાથજીને ધરાવે છે ગુર્જર પ્રજા પોતાના ઠાકોરજીઓને પોતાના જેવા વસ્ત્રો અલંકારો ધરાવે છે. મદ્રાસીઓ, કનડીઓ વિગેરેને જે ભાવ છે તે પ્રમાણે પૂજે છે પરંતુ પ્રભુ તો જેવા છે તેવાજ છે તેને તો પ્રભુ ભકતોજ પીછાણી શકે છે અને તેમાંજ લીન થાય છે.

## પ્રભુ વંદના.

કૃષ્ણાય વાસુદેવાય હરયે પરમાત્મને
પ્રણત કલેશ નાસાય ગોવિન્દાય નમો નમઃ ॥
નમોઽસ્ત્વનંતાય સહસ્ર મૂર્તયે
સહસ્ર પાદા ક્ષિશિરોર બાહવે ॥
સહસ્ર કોટી યુગ ધારિણે નમઃ
કરાર વિન્દેન પદાર વિન્દં
મુખારવિન્દે વિનિ વેશયંતમ્
વટસ્ય પત્રસ્ય પુટે શયનં
બાલં મુકુન્દં મનસા સ્મરામિ
જલે રક્ષતુ વારાહુઃ સ્થલે રક્ષતુ વામનઃ ।
અટવ્યાંનાર સિંહુશ્ચ સર્વત પાતુ કેશવઃ ॥
ૐ શાન્તિ, શાન્તિ, શાન્તિઃ ॥

## ગુરૂમહિમા.

સાખી.

પ્રથમ નમું ગુરુદેવને, જેણે આપ્યું જ્ઞાન;
જ્ઞાને ગોવિંદ ઓળખ્યા, ટળ્યું દેહઅભિમાન. ૧

તત્ત્વસાર ત્રિલોકમાં, ગુરૂ–ગોવિંદ એકરૂપ;
આદ્ય અંત મધ્ય એહ છે, હરિ-ગુરૂ સંતસ્વરૂપ. ૨

મોતીદામછંદની ચાલ.

હરિ ગુરૂ સંત સદા પદ સેવું,
જેનું નિત્ય નામ નિરંતર લેવું;
ગુરૂ–ગોવિંદ એકરૂપ જાણ.
રખે ભિન્નભાવ હૃદેમાં આણ. ૧

ગુરૂ ગોવિંદથકી છે અધિક,
જેની પરમારથકારણ શિખ;
ગોવિંદના સરજ્યા પડ્યા જીવ જાળ,
ગુરૂ તેની મુકિત કરે તત્કાળ ૨

એવા ગુરૂ પૂરણ પરમદયાળ,
પોતાનો જાણીને કરે પ્રતિપાળ;
ગુરૂતણું જ્ઞાન ગ્રહ્યું શુકદેવ,
સંસારસમુદ્ર તર્યાં તતખેવ. ૩

મળ્યા ગુરૂ નારદને સુખરાશિ,
તો ટાળી તત્ક્ષણેમાંહીં ચોરાશી;
ગુરૂવિના કોઇ ન પામે પાર,
જેના જશ ગાય ઉમા ત્રિપુરાર. ૪

વિરંચી વ્યાસ વદે ગુરૂ ઇષ્ટ,
ન જાણે મહિમા પ્રાણી પાપિષ્ટ;
તેને ગુરૂદ્રોહી કૃતઘ્ની કહીએ,
જેણે ગુરૂજ્ઞાન ધર્યું નહિ હૈયે. ૫

ગુરૂને આપ બરાબર જાણે,
તેને જમદૂત વૈતરણીમાં તાણે;
ગુરુને ગાળ કાઢે જે કપૂત,
તેનું મુખ શૂળે ભરે જમદૂત. ૬

ગુરૂની સેવામાં ચૂક પડાવે,
તેને હરિ ચક્રની ધારે ચડાવે;
ગુરૂની નિંદા સુણે નિરધાર,
સીસું ગાળી રેડે તે શ્રવણમોઝાર. ૭

ગુરૂને ચરણે નમાવે ન શીશ,
તેને શત્રુરૂપે ગણે જગદીશ;
ગુરૂની સેજે જે પગ ધારે;
તેને ત્રિલોકમાં કોણ ઉગારે ? ૮

ગુરૂમરજાદ ન રાખે કોય,
તે તો નર રણમાં રાક્ષસ હોય;
ગુરૂવિના ચાકટ જેવો સાપ,
જેનું મુખ દીઠે ચઢે બહુ પાપ. ૯

ગુરૂવિના નગરો ફરે જન જેહ,
મુવા પછી ઢોર અવતરે તેહ;
એવું ગુરુગીતામાં કહે શિવરાય,
જેને વેદશાસ્ત્ર નિરંતર ગાય. ૧૦

ગુરૂ બ્રહ્મ કેવળ જ્ઞાનસ્વરૂપ;
જેને હૃદે આતમતત્ત્વ અનુપ;
છે 'તત્ત્વમસિ'માં અખંડ આનંદ,
ત્રિગુણાતીત ટાળે ભવફંદ. ૧૧

એવા ગુરૂ પ્રેમે કરી જે પૂજે,
તેના ઘટમાંહીં ત્રિભુવન સૂજે;
ગુરૂનું પ્રેમે ચરણોદક પીધું,
તેણે ત્રિલોકનું તીરથ કીધું. ૧૨

પામે પરસાદ ગુરૂનો પ્રીતે,
જાણે તેણે જજ્ઞ કર્યા લક્ષ નિત્યે;
ગુરૂને પ્રેમે સંતોષ પમાડયા,
જાણે તેણે ચૌદે લોક જમાડયા. ૧૩

ગુરૂને પ્રક્રમા કરી લાગે પાય,
તેને સહુ સાધન સેજે થાય;
એવા ગુરૂ જાણીને આવ્યો શરણ,
નિવારો નાથ જન્મ ને મરણ. ૧૪

ધરી ધરી દેહ પામ્યો મહાદુઃખ,
હવે હરિ! આપો અવિચળ સુખ;
પીડાયો પારવિના મહારાજ!
હવે હરિ! બાંય ગ્રહ્યાની લાજ. ૧૫

જોશો અપરાધ અમારા ઇશ,
ત્યારે કોઇ કાળે હું કેમ તરીશ;
જ્યારે નિજ માત બાળકને મારે,
ત્યારે તેને બીજુ તે કોણ ઉગારે? ૧૬

અભયપ્રદ બીરદ તમારૂં હોય,
આવે શરણ તેને હણે નહિ કોય;
તમ ગુણ ગાયે જો કર્મ ન નાસે,
ત્યારે કોણ ચરણ તમારા ઉપાસે? ૧૭

રવિને ઉગ્યે રહે અંધકાર,
ત્યારે તેને શીદ ઇચ્છે સંસાર?
અમૃતને પીધે જો રોગ ન જાય,
ત્યારે શો અમૃતનો મહિમાય? ૧૮

સુરતરૂ સેવ્યે ન ભાગે ભુખ,
　　　ત્યારે તેને કોણ કહે સુરરૂખ?
ગંગાજી નાયે ન જાયે પાપ,
　　　ત્યારે શો ગંગાજીનો પરતાપ? ૧૯

પારસને પરશે ન હોયે હેમ.
　　　ત્યારે તેને પારસ કહીએ કેમ?
સિંહને શરણે જો જંબુક ખાય,
　　　તો શિંહ શરણે ગયે શું થાય? ૨૦

રામનામ લીધે દમે અજ્ઞાન,
　　　ત્યારે કોણ કહેશે ભલા ભગવાન?
કામ ક્રોધ લોભ લૂટે જ્યારે ચોર,
　　　ત્યારે શું નાથ! તમારૂં જોર? ૨૧

ધણીમાં જ્યારે મળે નહિ ઢંગ,
　　　તેની ત્રિયા ફરે ઉઘાડે અંગ;
પતિવ્રતા નાગી પતિને લાજ,
　　　જુઓ મનમાંહી તમે મહારાજ! ૨૨

પીડા પામે દાસ પ્રભુને ખોટ,
અમોપર કાળ ચલાવે ચોટ;
પ્રભુનું ભજન કરે તે પીડાય,
તેનો તમને બટ્ટો છે જદુરાય ? ૨૩

આપો નિજ ભક્તિ સંગ ઉમરાવ,
હ્રદે ખેડું ઊજડ ફેર વસાવ;
બેસારોને બેરખ નામ તમારૂં,
તેણે કરી કારજ થાય અમારૂં. ૨૪

ત્યારે ફરી નગર ન લુટે કોય,
જ્યારે રખવાળું હરિનું હોય;
આવી પ્રભુ ! કરો હ્રદેમાં વાસ,
ત્યારે સહુ થાય અવિદ્યા નાશ. ૨૫

વરતાવોને એક તમારી આણ,
ઊઘાડોને રામરતનની ખાણ;
દીનપણું દૂર કરો જદુનાથ !
હવે હરિ હેતે! કરી ઝાલો હાથ. ૨૬

બોલાવી પાસે બેસાડો બાપ!
પમાડો શીદ હવે પરિતાપ?
ભમાવો શીદ હવે ભગવાન!
દયા કરી દીજે અભયપદદાન. ૨૭

નાઠે નહિ છૂટો ત્રિભુવનનાથ!
ન મુકું શ્યામ! તમારો સાથ;
વેરી મેઘબિંદુ-બરાબર હોય,
તમારો સંગ ન મૂકું તોય. ૨૮

માયાને વારો તમે રામરાય!
નથી મને જંપવા દેતી જરાય;
કરે છે સાંધાવાંધા બહુ જોર,
એવું એનું કારમું કામ કઠોર. ૨૯

હરિ ગુરૂ સંતમાં અંતર પાડે,
જીવને લાલચ લોભ દેખાડે;
એને કોઇ જીતે મહાશૂરવીર,
ડગે નહિ ધર્મધુરંધર ધીર. ૩૦

સાગર સાત તે અંજલિનિર,
　　ગોપદ ભૂમિ ગગન સમીરઃ
શૂન્યમાં પુરણ દેખે સોય,
　　મૃત્યુ તેને અમૃતનું ફળ હોય. ૩૧

રિદ્ધિ સિદ્ધિ મારે ન જોઇએ મુક્તિ,
　　ન માંગુ જોગસિદ્ધિની જુકિત;
ન માગું એક છત્ર સમ્રાજ,
　　ઇંદ્રિતણા આશનનું શું કાજ? ૩૨

ઇચ્છું નહિ અજપદ ને કૈલાસ,
　　ન માગું ગોલોક વૈકુંઠવાસ;
પદરજ એક ચઢાવું શીશ,
　　તમારી મહેર માયાને અધીશ! ૩૩

ઇચ્છું નહિ અન્ય પદાર્થ કાંઈ,
　　રાખો નિજ ચરણકમળની છાંઈ;
માગું પ્રેમભકિત સત્સંગ સાર,
　　માગું જશ ગાવા લીલા અવતાર. ૩૪

હરિ પદરજ ચઢે મુજ શીશ,
એ માગું પ્રભુ દો આશીષ;
નડે નહિ કોઇ મને સંસાર,
રહું નિજનામતણે આધાર;
પ્રીતમ પતિતઉદ્ધારણ નામ,
તાર્યાં કઇ કોટિ પામ્યા નિજ ધામ. ૩૫



# ઇશ્વરનો પ્રેમ માણસને ખરેખરો સુખી બનાવે છે.

ઉંચામાં ઉંચો સુખ યાને ઉંચામાં ઉંચો સંતોષ ઇશ્વરની મરજીને આધીન થવામાં આવે છે. કુદરતના કાયદાનું નિરણુ કરી તેના પ્રમાણે જે માણસ ચાલે છે તે દુખી કયારે થતો નથી. પરંતુ કુદરતના કાયદાનું જેટલું ભંગ કરવામાં આવે છે તેટલું દુઃખ વગર આમંત્રણે આવે છે માટે પ્રભુના કાયદાને માણસે માન આપવું તેમાંજ તેનું શ્રેય છે.

પરમેશ્વર કૃપાળુ છે, એમ જેને લાગે છે તે જ દુનિયાનો ગુઢાર્થ સમજે છે, તે મહાન શકિત છે જેણે સૃષ્ટિને સરજી છે. પાલન કરે છે, સંહાર કરે છે. તેને ઓળખવું શ્રમ સાધ્ય છે. પરંતુ પરમેશ્વરને પળપળ સંભાળવા તેની આજ્ઞાનું પાલન કરવું અને પોતાની ભુલ કયાં થાય છે તેનો સિંહાવલોકન કરતા રહેવું, જેથી પશ્ચાત કરવાનો વખત ન આવે. બીજું બધું ભૂલવું પણ પરમેશ્વરને ભૂલવું નહિ. તેમાજ આત્મ કલ્યાણ છે. ઇશ્વરી જ્ઞાન મેળવું અને તેના અનુસાર ચાલવું તેજ પાપ નાશ કરવાનો શ્રેષ્ઠ ઉપાય છે.

જ્ઞાન વૃધ્ધ પુરૂષોને તેનો અનુભવ હોય છે તેના સત્સંગના પ્રતાપથી ઇશ્વરી જ્ઞાન મળે છે માટે એવા મહા પુરૂષોની શોધ કરવી જેથી ઇશ્વરી જ્ઞાનનું ભાન થાય અને સંશય ટળી જાય અને મનુષ્યા અવતારનું સાર્થકતા થાય માટે જ શાસ્ત્રાકારોએ જ્ઞાન વૃધ્ધાની સેવા કહી છે તેનો લાભ અવશ્ય લેવો.

દુરગુણી વિચારોને મગજમાં જગ્યા કદી પણ આપવી નહિ. જો ત્યો એકવાર ફાવી જાય છે, તો તે અંતઃકરણને મલીન કરી અને કેડો પણ મેલતા નથી તેથી તેને પ્રવેશ કરવાને ન દેવું એ શ્રેષ્ઠ

જનનું કર્તવ્ય છે. દયા રાખવી, પણ દુરગુણો ઇપર દયા રાખવામાં આવે તો તેનો ઉપયોગ તદન ખરાબ થાય છે માટે દુરગુણથી છેટેજ રહેવામાં સાર છે એમ અનુભવીઓના ઉદ્દગાર છે.

સંસાર એક જાતનો સમુદ્ર છે તેમાંથી તરવાનો સહેલો ઉપાય એજ કે આપણા આચરણ સુધારી અને નીતિ મર્યાદાપુર્વક વર્તવું અને પ્રભુનો ડર રાખી તેના સુબોધના ભજન–તેનો સાર ગ્રહણ કરી અને વર્તણુંકમા લાવવા ત્યારેજ ભજન કરવાનો સાર્થક લાભદાયક થાય છે નહિકાં શ્રમ વેઠવામાં શું સાર ? માટે સારગ્રાહી થાવું અસારનો ત્યાગ કરી પ્રભુ કીર્તન કરવા અને વર્તવા જ્ઞાન એ મનનો અમુલ્ય ખજાનો છે બુધ્ધિ એની કુંચી છે, અને જેમ ઝવેરી ધુળવાળા હીરાને તેજસ્વી બનાવે છે તેમજ સદ્દગુરૂઓ શિષ્યાને સત્યમાર્ગ બતાવી સદ્દગુણી બનાવે છે, માટે એવા ગુરૂઓની શોધ કરવી જે આપણને દિશાનો ભાન કરાવે અને આપણી દિશા ભુલ સુધારે ખાડામાં પડતાં બચાવે અને ખરી કુંચીજ આપે જેથી પસ્તાવું પડે નહિ. અજ્ઞાની મનુષ્યો જગતમાં અંધારરૂપ છે, તારા કરતાં જે વધારે જાણુતા હોય તેની અદેખાઇ કરીશ નહિ અને જેઓ ઓછું જાણુતા હોય તેને ધિકારીશ નહિ. કારણ કે પ્રથમ તો બધે અજ્ઞાની હોય છે પણ જ્યારે સદગુરૂનો સમાગમ થાય ત્યારેજ તેને જ્ઞાન થાંય છે, માટે જેમ જેમ જ્ઞાનની વૃધ્ધિ થાય તેમ તેમ નમ્ર સ્વભાવ રાખવું. જેમ આમ્ર વૃક્ષમાં ફળ થાય ત્યારે નમે છે અને બાવળની શાખાઓ ઉંચી ચડે છે. અજ્ઞાનતા ટળે માટેજ ગુરૂની જરૂર છે.

મોટામાં મોટું વચન એજ કે જે પાળી શકાય માટે વચન આપતી વખતે વિચારવાનું કે મારાથી એ વચન પાળી શકાશે ? જો પોતામાં વચન પાળવાની શકિત ન હોય તો વચન. આપવું નહિ અને વચન આપવું પછી ફરી જાવું એ શ્રેષ્ટ મનુષ્યનું લક્ષણ નથી

કેટલીક વખતે એવા સંયોગોમાં આવાય છે કે આપણુને વચન આપવાની ઇચ્છા બીલકુલ નથી પણુ સંયોગોવશાત વચન આપવું પડે છે તેમ પાલન કરવામાં ઘણું શ્રમ લાગે છે માટે વિચારપુર્વક વચન આપવું. ગઇ વસ્તુનો શોચ ન કરવું. જો તેમ કરવા જઇએ છીએ તો તેથી કાંઇ હાથ આવતું નથી માટે સુજ્ઞ સજ્જનોએ વિચારવાનું કે તે શોચ વૃથા છે. કુદરતી સંયોગો એવા હોય જેથી હુશીયારી ચાલતી નથી. મોટા મોટા બુદ્ધિશાળી પણુ થાપ ખાઇ જાય છે તેનો તર્ક કામ આવતો નથી. કાચની બાટલી તેલથી ભરેલી પડેલી હતી અને વસ્ત્રનો છેડો લાગ્યો અને બાટલી ઢોળાઇ પડી તેનો શોચ શું કામનો?

સુજ્ઞ મનુષ્યોની વાતચીત એજ ઉત્તમ રસ્તો છે. ઉત્તમ મનુષ્યોનું ભાષણુ આપણુને ખુશી કરે છે તથા ઉત્તમ મિત્રો આપણુને ઉત્તમ વિચારવાળા બનાવે છે માટે ઉત્તમતા કયાં છે તેની તપાસ કરવી અને ઉત્તમતાજ મનુષ્યનો મનુષ્યપણું બતાવે છે તેમાંથીજ આપણુને અમુલ્ય લાભ મળે છે. જેટલી શ્રેષ્ઠ પુરૂષો ઉત્તમતાની છાપ પાડે છે તેટલી છાપો આપણુને બીજામાંથી મળતી નથી માટે સુજ્ઞોની શોધ કરવી. મનુષ્યોનું મોટું કર્તવ્ય તો એજ છે કે પોતાનું મન શુધ્ધ કરવાનું તથા રીતભાતો પર અવલોકન કરી અને સારી વર્તણુંક હોય તે ગૃહણુ કરવી તથા માઠી વર્તણુંક હોય તેને તજવાનું છે ત્યારેજ ડહાપણુ કહેવાય છે પોતાનું મન પોતાના કબજામાં ન હોય અને ઉપદેશ આપે તેની અસર જરાપણુ થતી નથી, ન બોલે પણુ વર્તે તેની અસર તત્કાળ થાય છે. એ કુદરતી કાયદો છે. તેનું પાલન કરવું જેથી શ્રેય છે.

દીર્ઘ દ્રષ્ટિ એ ડહાપણુનું જમણું નયન છે. પાપ એ આકળા સ્વભાવનું બાળક છે. પણુ વખત જતાં તેનો પિતા થઇ પડે છે.

માટે પરિણામ દર્શી કેમ થવાય તેના શિક્ષણની શોધ કરવી અને લાંબા મકકમ વિચારથી શું ફાયદા થાય છે તે જોવાથી ખાત્રી થાય છે અને દુનિયાના મહાન અનુભવ થાય છે જેથી તેવા વિચારનું અભ્યાસ કરવું જેથી ભવિષ્યમાં ફાયદો થાય છે.

તમો ગુસ્સે થશો તો માત્ર એક મીનીટ પણ તેના પરિણામો વખતે તમોને જીંદગી સુધી નડશે માટે ક્રોધના વાતાવરણનાં સંયોગો ઉત્પન્ન થાય ત્યારે બુદ્ધિવાને તેની કુંચીનો સ્ક્રૂ એવું દબાવવું જે ક્રોધનો વેગ ધાર્યા કરતા વધારે ગતીને ન પામે જે ધાર્યા કરતાં વધારે પ્રવાહ હશે તો હાનીકારક થઇ પડશે માટે જોઇ વિચારીને વર્તવું. દીર્ઘ દ્રષ્ટિ વિના કાંઇપણ વાતનો નિશ્ચય કરવો એ ઉદ્ધતપણા શિવાય બીજું કાંઇપણ નથી. દરેક વાતમાં હંમેશા પરિણામનો વિચાર કરવો જોઇએ. જેથી પાછળથી પશ્ચાતાપ થાય નહિ, કાચા વિચારનો પરિણામ બરાબર આવતો નથી તેથીંજ વિચારવાન મહા પુરૂષો તેની તપાસ મકકમપણે કરે છે અને તેનું મર્મ સારી રીતે સમજે છે અને તેને પ્રત્યક્ષ જોઇ લે છે અને તેનું માપ કાઢી શકે છે. જે પૈસો ખુવે છે તે વધારે ખુવે છે. જે મિત્ર ખુવે છે તે તેથી પણ વધારે ખુવે છે પણ જે ડહાપણ ખુવે છે તે તો સર્વસ્વ ખુવે છે માટે બુદ્ધિશાળી મનુષ્યોના સમાગમ થવાથી કશા પ્રકારના ખોવાની ધાસ્તી થતી નથી કારણ કે તે ખોવાપણાને પારખી શકે છે કે ખોવું કેમ તેની ભુલ જોઇ શકે છે અને તેના ઉપચાર કરી શકે છે. ગુણવાન અને નગુણા મનુષ્યમાં ઘણોજ ફેરફાર છે અર્થાત તેને તે પ્રમાણે માન મળે છે જેમકે મુકતાહાર સ્ત્રીઓ કંઠમાં પેહેરે છે અને ઝાંઝર તો પગમાંજ ઘલાય છે. માટે ગુણગ્રાહીજ થવું છીદ્રો જોવાથી બુધ્ધિ છીદ્રમય થઇ જાય અને ગુણને બદલે અવગુણોનો સંગ્રહ થાય છે માટે હંસ દુધમાંથી પાણીને જુદો કરે છે તેમજ ગુણજ્ઞ પુરૂષો ગુણનુંજ ગ્રહણ કરે છે.

વિષ અને વિષયમાં ઘણોજ અંતર છે. વિષ તો ખાવાથી મરણ થાય છે પણ વિષય તો સ્મરણ કરવા માત્રથી દુઃખની ઉત્પતી થાય છે માટેજ જ્ઞાનિ પુરૂષો વિષયવાનોનો સમાગમ કરતા નથી અને દુર દુર જ રહે છે જેથી વિષય તેમને બાધ કરી શકતા નથી કારણ કે જ્ઞાનિ વિષ કરતાં વિષયીને વધારે હાનિકારક સમજે છે.

શાસ્ત્ર શ્રવણ કરવાથી ધર્મ સમજાય છે કુમતિ દુર થાય છે અને જ્ઞાન પ્રાપ્તિ થાય છે અને મોક્ષ પણ શાસ્ત્ર શ્રવણથી મળે છે, વાંચવું વિચારવું, અને અનુભવી જ્ઞાની પુરૂષોના વચનામૃતના મુખથી શાસ્ત્ર શ્રવણ કરવું તેના જેવો અમુલ્ય લાભ બીજું કાંઇ નથી માટે શાસ્ત્ર શ્રવણ હંમેશા કરવા માહેથી આત્મભાવની શોધ મળે છે અને જન્મની સફળતા થાય છે.

જે ન્યાયને માર્ગે ચાલે છે તેને પશુઓ પણ સહાય કરે છે અને કુમાર્ગે ચાલનારને ભાઈ પણ છોડી દે છે શુધ્ધ ન્યાયનાં વર્તણુંકથી ચાલનારના શત્રુ પણ વખાણ કરે છે. જેથી ન્યાય માર્ગને ભુલવું નહિ અને તેનીજ ઉપાસના કરવાથી અનેક પ્રકારના ફાયદા થાય છે એમ વૃધ્ધોના વચન મિથ્યા થતા નથી.

જે માણસે પુર્વ જન્મમાં પૂણ્ય કર્યા હોય તે માણસ માટે ભયંકર વન પણ મોટું નગર થઇ જાય છે સઘળા મનુષ્યો સજ્જન થાય છે અને આખી પૃથ્વી ઉત્તમ ભંડાર અને રત્નથી પુર્ણ થાય છે, માટે દરેક મનુષ્યે પોતાની શકિત અનુસાર કાંઇપણ પુણ્ય કરવું. પુણ્ય વગરનો વાંઝીઓ દીવસ જાવા દેવું નહિ. ફુલ નહી તો ફુલની પાંખડી પણ પુણ્ય કરવું તો ભવિષ્ય માટે તેમને સારા ફળ મળશે.

એક વિદ્વાન કહે છે કે જે કળામાં પુર્ણ તે બુધ્ધિમાં સંપૂર્ણ હોવો જોઇએ. જો શબ્દથી નહિ પણ કર્તવ્યથી પોતાના વચનો

સિદ્ધ કરી આપે છે એજ ખરો વિદ્વાન જાણવું, ફોનોગ્રાફ બોલી જાય છે પણ તેને ભાન નથી કે હું શું બોલું છું તેમજ વિદ્વાન જો બોલવાનું ભાન ન રાખે તો તેની વિદ્વતાની કસોટી શું? વિદ્વાન પુરૂષો હંમેશા શબ્દોને તોળીને બોલે છે તેમાંજ તેની વિદ્વતા છે.

## તિરસ્કાર.

સામા માણસનું અપમાન-તિરસ્કાર કરવું તે ક્યારે થાય છે? જ્યારે સામા માણસે કાંઇપણ અપરાધ કર્યું હોય ત્યારે. અને અપમાન શાંતીપુર્વક સહન કરવું, તિતિક્ષા ધારણ કરવી અને વાણીને સંયમી રાખવી તે તો મહા પુરૂષોજ કરી શકે છે, અને તે અભ્યાસથી બધે થઇ શકે છે. તિરસ્કારના પ્રમાણુઓ કેમ વૃદ્ધિને પામે છે, જ્યારે તમો ગુણનો પ્રભાવ વધે છે ત્યારે, અને વાણીનો સંગમ ત્રુટી જાય છે અને મુખમાંથી અપમાનજનક શબ્દોનો વર્ષા વસે છે અને તેનો વધારે વેગ વધે છે ત્યારે, તાડન ક્રિયા શરૂ થાય છે. અને તેનો અતિ વેગ થાય ત્યારે, સામા માણસનો નાશ કેમ કરવું તેની ઘટના થાય છે. પોતા ઉપર ક્રોધ કરવું તેનો ફળ અનિષ્ટ છે, અને તે ક્રોધ આત્મઘાતી બનાવે છે. ક્રોધવાળા પદાર્થોનું સેવન કરવું, ક્રોધના આવેશવાળા દ્રષ્યો જોવા, ક્રોધવાળું વાંચન વાંચવું, અને ક્રોધાતુરના સમાગમમાં આવવું, ત્યારે પણ તેના ફળના છાંટા ઉડે છે, પીતા પૂત્ર ઉપર ક્રોધ કરે, પતિ પોતાની સ્રી પર ક્રોધ કરે, મોટો ભાઇ નાના ભાઇ પર ક્રોધ કરે, શેઠ નોકર પર ક્રોધ કરે, સગાવહાલામાં ક્રોધ, ધંધા અર્થે વેપારીઓમાં ક્રોધ એથી ઉલટું પુત્ર પીતા ઉપર ક્રોધ કરે, સ્રી પોતાના સ્વામીનાથ પર ક્રોધ કરે, નાનો ભાઇ મોટા ભાઇ પર ક્રોધ કરે, નોકર શેઠ પર ક્રોધ કરે, ઇત્યાદિ ક્રોધના અનેક પ્રકરો છે. સકારણ ક્રોધ અને નિષ્કારણ ક્રોધ રાજા પ્રજામાં ક્રોધ, જ્ઞાતિ જ્ઞાતિમાં ક્રોધ, સગાવહાલામાં ક્રોધ, તેના ફળ

વિપરિત આવે છે, તે આપણે સમજીએ છીએ છતાં સંયોગવશાત ક્રોધ થયાં કરે છે અને પોતા ઉપર ક્રોધ થાય જયારે અસાધ્ય બીમારી થાય ત્યારે થાય અતિ આફતમાં હોઈએ ત્યારે, અને મનપર કાબુ ન હોય ત્યારે તિરસ્કાર છુટે છે અને આત્મઘાત કરે છે, અને અનર્થના કામ કરે છે તે બધુ ક્રોધ કરાવે છે પરંતુ સંયમી મહાપુરૂષો ક્રોધના તત્વોનું નિરક્ષણ કરી અને જુવે છે કે ક્રોધ કેમ ઉત્પન્ન થાય છે તેના કારણો શું છે? તે જોઈ તેને જડ મુળથી કેમ કાઢવું તેમાંજ તેની મહતા રહેલી છે. ક્રોધને ચંડાલની ઉપમાં શાસ્રકારો આપે છે. તેનો સ્પર્શ થવાથી શરીરના અવ્યવો તપી જાય છે તેને બોલવાનું ભાન રહેતું નથી તેને લખવાનું ભાન રહેતુ નથી તેના આંખમાં અગ્નિવર્ષા વસે છે તેનો મુખ લાલરંગનો દેખાય છે તે ક્રોધનો પ્રતાપ છે તે કોઈનો સાંભળતો નથી.

જ્યારે ક્રોધનો આવેશ વૃધ્ધિને પામે છે ત્યારે સત્વગુણ, રજોગુણ ગૌણ પણે રહે છે અને તમોગુણ મુખ્યપણે રહે છે તે મગજમાંથી જ્યારે તમો ગુણના પ્રમાણુઓ ખાલી કરે છે ત્યારે તેને શાંતી વળે છે ત્યાંસુધી તેને શાંતી હોતી નથી, જ્યાંસુધી તમોગુણનો આવેશ હોય છે, દુનિયામાં તમોગુણની પ્રતિમાઓના દર્શન કરવા હોય તો પ્રત્યક્ષ જોવામાં આવે છે. જેવા કે વાઘ ચિતો, સર્પ સિંહ, વિંછી વિગેરે ઝેરી જંતુઓ તે જરા પણ સહન કરી શકતા નથી. સર્પપર ભુલથી પગનો સ્પર્શ થયો તો તત્કાળ ડંશ મારે છે. સિંહ વિગેરે પ્રાણિઓ પોતાનો પરચો તુરત બતાવે છે, તે કોની પણ રાહ જોતાં નથી. પોતાના ગુણના પ્રદર્શન તત્કાળ રજુ કરે છે અને સ્વાદ ચખાડે છે, તે મનુષ્યના ધ્યાનથી બહાર નથી.

વેર વધે છે કયારે? જયારે ક્રોધના પ્રમાણુઓનો વધારો થાય છે ત્યારે. ઊંટનો ક્રોધ એવો છે કે તે ધણી મારી જાત કહેવાય છે; તે વેરને કયારે ભુલતો નથી ફક્ત તે સંયોગો જોયા કરે છે તેને

મોકો મલેતો તે પોતાનું વેર વ્યાજ શીખે વસુલ કરે છે. સાંઢીયા-વાળાના એવા ગણાં દાખલા મોજુદ છે કે ઉંટે કેમ પ્રાણ લીધા? પાડાઓનો ક્રોધ પણ ઓછો નથી તે પણ જગવિખ્યાત છે અને બીલાડાનો ક્રોધ અને કહેવાતા ખાકી બાવાનો ક્રોધ પણ પોતાનું સાધુપણું ભુલાવી મેલે છે. રાજાઓ જો ક્રોધાતુર થાય તો રાજ્યની પાયમાલી થાય છે તેનાં દાખલાઓ ઇતિહાસમાંથી ગણા મલે છે. ભૂદેવોમા ક્રોધ આવે ત્યારે શ્રાપની વર્ષા કરે છે અને વેપારીઓનો ક્રોધ એવું કે તે વેપારનું સત્યાનાશ કાઢી નાંખે છે. શુદ્રો ક્રોધાતુર થાય તો પોતાની અને પરની હાની કરે છે. સ્ત્રી જાતિ જો ક્રોધે ચડે તો પતિ-પુત્ર વિગેરેનો નાશ કરી મુકે છે. ક્રોધ રાક્ષસનું જયાં સામ્રાજ્ય હોય ત્યાં ભાન ભુલાવે છે. કુતરાઓમાં જ્યારે ક્રોધ આવે છે ત્યારે લોહીનો પ્રવાહ ચાલે છે. લેખક-સાક્ષર-વર્ગ જ્યારે ક્રોધના આવેશમાં આવે છે ત્યારે પોતાની કલમને ઘોડાના વેગથી કુદાવે છે છે, માટેજ શ્રી કૃષ્ણચંદ્ર ભગવાને શ્રીમદ્ ભગવતગીતામાં ક્રોધને નર્કનો દ્વાર કહેલ છે.

શ્રી નૃસિંહ સ્વરૂપે ક્રોધ કર્યો ત્યારે હિરણકસુપનો સંહાર કર્યો શ્રીરામ ભગવાન જ્યારે ક્રોધે ભરાણા ત્યારે રાવણનો નાસ કર્યો. શ્રી કૃષ્ણ ભગવાને કંશનો સંહાર કર્યો. વરાહ સ્વરૂપે હિરણાક્ષને મહાકાળી માતાનો ક્રોધ, શ્રી શંકર ભગવાનનો ક્રોધ તે કામદેવને ભસ્મ કર્યાં. અર્જુનનો ક્રોધ કર્ણનો નાશ ભીમસેનનો ક્રોધ દુર્યોધનનું સંહાર શ્રી હનુમાનનો ક્રોધ અક્ષય કુમારનો નાશ, લક્ષ્મણનો ક્રોધ મેઘનાદનું નાશ ઘણા પુરૂષો સ્ત્રીઓના નાક કાપે છે કારણ કે તેમને ક્રોધ રાક્ષસને કામ કરવો, અગ્નિદેવનો કોપ મોટા મોટા ગોદામોમાં જથાબંધ પદાર્થોનો નાશ. વાયુદેવનો ક્રોધ તે મોટા વૃક્ષો મકાનોનો તુફાનોથી નાશ, વરૂણદેવનો કોપ પણ ઓછો નથી પરંતુ મહા

પુરૂષોનો ક્રોધ સકારણ હોય છે અને તેનું પરિણામ શ્રેષ્ટ આવે છે સનકાદિકોનો ક્રોધ દ્વારપાલ જય વિજય પર થયો પરંતુ તે પ્રભુના હાથથી સ્વધામે ગયાં.

રૂષિ દુર્વાસાનો અંબરીષ રાજા પર ક્રોધ વિશ્વામિત્ર-વસિષ્ટનો ક્રોધ, સતી પાર્વતીનો ચિત્રસેન રાજા પર ક્રોધ, તે અંતે સુખરૂપ નિવડયા છે

જગતમાં જ્યારે ક્રોધનો પવન વહુન થાય છે ત્યારે અનર્થ થાય છે. મોટા શહેર કે નાના ગામોમાં ક્રોધ ફેલાય ત્યારે જીવોની હાણી ધંધારોજગારની હાણી મીલકતની લુંટફાટ અને આગોના ભયંકર બનાવો બને છે, એ પ્રતાપ બધે ક્રોધ રાક્ષસનો છે. નળની ચાવી જો બરાબર ન અપાય તો પાણીનો ધોધ ચાલ્યાજ કરે અને જલ નિર્થક ગટરમાં જાય છે, તેમ જ્યારે માણસમાં કે માણસોમાં ક્રોધ ભરાય છે ત્યારે પ્રલય કાળનો સૂર્ય સોળ કળાથી તપે છે અને જગતનો નાશનો આરંભ થાય છે, માટેજ મહાપુરૂષો ક્રોધને કેમ જીતવું તેની શોધ કરીને વાણીનું સંયમ રાખે છે. ક્રોધ પોતે ન કરવું, અને સામો માણસ ક્રોધ કરે તે સહન કરવું તેજ સાધુ પુરૂષો–શ્રેષ્ટ માનવીઓની અગ્નિ પરિક્ષા છે. શાંત જીવન ગાળવું, અને ક્રોધને પાગલ બનાવવું તેમાંજ સિદ્ધતા છે. ચાંગદેવ વાઘ પર સ્વારી કરી સર્પનો ચાબુક કરી સંતશ્રી જ્ઞાનેશ્વર મહારાજને મલવા ગયાં હતાં અને અલેકઝાંડર હિંદુસ્થાનમાં આવેલ ત્યારે બ્રાહ્મણોની સંયમ શક્તિ જોઇને તાજુબ થયાં હતાં, અને બ્રાહ્મણ ઉપર તરવાર મારવા તૈયાર થયા પણ ભૂદેવ તે જોઇ હસવા લાગ્યાં અને મરણનો ભય નથી મરણ કોનું થાય છે તે મહારાજાને સમજાવી તેનું ક્રોધ શાંત કર્યું હતું એ ઇતિહાસીક બાત છે, કે શાંતિ કેવું અનહદ કામ કરી બતાવે છે. ક્રોધના પ્રમાણુઓ સુક્ષ્મસ્વરૂપે ખોપ-

રીમાં પ્રવેશ કરી કેવા વૃક્ષરૂપો ધારણ કરે છે અને શાંતિના પરમાણુંઓ ક્રોધને કેમ નાશ કરે છે.

સર્પ જેમ જીર્ણ થયેલી કાંચળીનો ત્યાગ કરે છે તેમ ઉત્પન્ન થયેલા કોપને જે શાંત કરે છે તેનેજ મહાપુરૂષ જાણવો.

સમાપ્ત.



# ॥ गुर्वष्टकम् ॥

॥ श्रीसदगुरवे नमः ॥ शरीरं सुरुपं तया वा कलत्रं यश श्चारु चित्रं धनं मेरु तुल्यम् । मनश्चेन्न लग्नं गुरोरंघ्रि पद्मे ततः किं ततः किं ततः किं ॥ १ ॥

कलत्रं धनं पुत्र पौत्रादि सर्वं गृहं बांधवाः सर्व मेतद्धि जातम् । गुरोरांघ्रि पद्मे मनश्चेन्न लग्नं ततः ॥ २ ॥

षडंगादि वेदो मुखे शास्त्र विद्या कवित्वादि गद्यं सुपद्यं करोति । गुरोरांघ्रि पद्मे मनश्चेन लग्नं ततः किं ॥ ३ ॥

विदेशेषु मान्यः स्वदशेषु धन्यः सदाचार वृत्तेषु मतो न चान्यः गुरोरंघ्रि० ॥ ॥

क्षमा मंडले भूप भूपाल वृंदैः सदा सेवितं यस्य पादार विन्दम् । गुरोरंघ्रि ॥ ५ ॥

यशो मेगतं दिक्षु दान प्रतापा जगद्वस्तु सर्वं करे यत्प्रसादात । गुरोरंघ्रि० ॥ ६ ॥

न भोगे न योगे न वा वाजिरात्रौ न कान्ता सुखे नैव चित्तेषु चित्तम् । गुरोरंध्रि० ॥ ७ ॥

अरण्ये न वा स्वस्य गेहे न कार्ये न देहे मनो वर्तते मे त्व नर्घ्ये । गुरोरंघ्रि० ॥ ८ ॥

अनर्घ्याणि रत्नानि 'भुक्तानि सम्यक् समालिङ्गिता कामिनी यामिनीषु गुरोरंध्रि० ॥ ९ ॥

गुरोरष्टकं यः पठे त्पुण्य देही यति भूपति ब्रह्मचारी च गेही । लभेद्वाञ्छतार्थं पदं ब्रह्म संज्ञं गुरोरुक्त वाक्ये मनो यस्य लग्नम् ॥ १० ॥

इतिश्री मत्प० श्रीमच्छं० ॥

# संत कृपानो महिमा.

---

રાગ ધોળ.

સંત કૃપાથી છુટે માયા, કાયા નિર્મળ થાંય જોને;
શ્વાસોશ્વાસે સમરણ કરતાં, પાંચે પાતક જાય જોને ૧

કેસરી કેરે નાદે નાસે, કોટી કુંજર જુથ જોને;
હિંમત હોય તો પોતે પામે, સઘળી વાતે સુખ જોને ૨

અગ્નિને ઉધઇ ન લાગે, મહામણિને મેલ જોને;
અપાર સિંધુ-મહાજળ ઉંડાં, મરમીને મન સહેલ જોને ૩

બાજીગરની બાજી તે તો, જંબુરો સૌ જાણે જોને;
હરિની માયા બહુ બળવંતી, સંત નજરમાં નાણે જોને ૪

સંત સેવતાં સુકૃત વાધે, સહે જે સોધે કાજ જોને;
પ્રીતમના સ્વામીને ભજતાં, આવે અખંડ રાજ જોને ૫

---